પ્રકાશક:
મોહનલાલ પાર્વતીશંકર દવે
ખપાટિયા ચકલા–સુરત
સંવત ૧૯૯૪
સન ૧૯૩૮



~~એક રૂપિયો~~




જાણીતા બુકસેલરોને ત્યાં મળશે.








મુદ્રક:
...તસિંહ ગુલાબસિંહ ઠાકોર
"સુરત સિટિ" પ્રિ. પ્રેસ
ચૌટાપૂલ : સુરત.

# પ્રસ્તાવના

આ સંગ્રહમાંનો પહેલો લેખ મેં તૈયાર કર્યો તે વાતને લગભગ ત્રીસ વર્ષ થયાં છતાં એ વખતની મારી મનોદશા હું વીસરી શક્યો નથી. લેખ શાથી મેં લખ્યો તેનું સૂક્ષ્મ અન્વેષણ મારાથી થઈ શકે એમ નથી. મારા પૂજ્ય ગુરુ શ્રી. આનન્દશંકરભાઈને તંત્રીપદેથી 'વસન્ત' માસિક જો ન પ્રકટ થતું હોત તો ગુજરાતી સાહિત્ય પ્રત્યે એ કાળમાં જે અભિરુચિ મને થઈ હતી તે કદાચ ન થઈ હોત. અભિરુચિ કદાચ થઈ હોત તોપણ સાહિત્ય વિષયનો લેખ લખવાને તો હું નજ પ્રેરાયો હત. 'સાહિત્યકળા'નો લેખ મેં લખી નાંખ્યો તો ઘણા અલ્પ સમયમાં, પણ તેને છપાવવા મોકલવાનો મેં બીલકુલ વિચાર કર્યો ન્હોતો. છપાવવાનો વિચાર થયો ત્યાર પછી પણ તે શેમાં છપાવવો એ પ્રશ્ન મને ભારે મુંઝવણ આપનારો થઈ પડયો. મારા પૂજ્ય ગુરુને એ લેખ 'વસન્ત'માં પ્રકાશનાર્થે મોકલતાં મેં ઘણો સંકોચ અનુભવ્યો. વખતે લેખ પ્રસંદ ન આવે તો મારા પ્રત્યેની શિષ્ય તરીકેની એમની મમતાને આઘાતં તો નહીં પહોંચે એ ભય મને કંપાવતો હતો. આખરે મેં એ લેખ મોકલાવ્યો ત્યાર પછી પણ એના ભાવિ વિષે મારૂં ચિત્ત તો સંશયગ્રસ્તજ રહ્યું હતું. એમનો પ્રત્યુત્તર ન આવતાં મારૂં ચિત્ત વધારે દોલાયમાન થયું હતું. થોડા દિવસ રહીને 'વસન્ત'નો નવો અંક મારા હાથમાં આવ્યો અને તેમાં એ લેખનો પ્રથમ ભાગ પ્રકટ થયેલો મેં જોયો ત્યારેજ મેં શાન્તિ અનુભવી.

એ અને એની પછીના એક બે લેખો 'વસન્ત'માં પ્રકટ થઈ ગયા હતા ત્યાર પછી એક પ્રસંગે સ્વર્ગસ્થ સાક્ષર શ્રી. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી અને આચાર્ય શ્રી. આનન્દશંકરભાઈ મારા વડીલ શ. બ. કમળાશંકરભાઈ પાસે આવેલા અને તે વખતે ઉત્તમલાલભાઈએ મને ઉદ્દેશીને કહેલું કે 'He writes in a very good style'

મોહનલાલ પાર્વતીશંકર દવે
ખપાટિયા ચકલા-સુરત
સંવત ૧૯૯૪
સન ૧૯૩૮



~~એક રૂપિયો~~




જાણીતા બુકસેલરોને ત્યાં મળશે.








મુદ્રક :
...તસિંહ ગુલાબસિંહ ઠાકોર
"સુરત સિટિ" પ્રિ. પ્રેસ
ચૌટાપૂલ : સુરત.

# પ્રસ્તાવના

આ સંગ્રહમાંનો પહેલો લેખ મેં તૈયાર કર્યો તે વાતને લગભગ ત્રીસ વર્ષ થયાં છતાં એ વખતની મારી મનોદશા હું વીસરી શક્યો નથી. લેખ શાથી મેં લખ્યો તેનું સૂક્ષ્મ અન્વેષણ મારાથી થઈ શકે એમ નથી. મારા પૂજ્ય ગુરુ શ્રી. આનન્દશંકરભાઈને તંત્રીપદેથી 'વસન્ત' માસિક જો ન પ્રકટ થતું હોત તો ગુજરાતી સાહિત્ય પ્રત્યે એ કાળમાં જે અભિરુચિ મને થઈ હતી તે કદાચ ન થઈ હોત. અભિરુચિ કદાચ થઈ હોત તોપણ સાહિત્ય વિષયનો લેખ લખવાને તો હું નજ પ્રેરાયો હત. 'સાહિત્યકળા'નો લેખ મેં લખી નાંખ્યો તો ઘણા અલ્પ સમયમાં, પણ તેને છપાવવા મોકલવાનો મેં બીલકુલ વિચાર કર્યો ન્હોતો. છપાવવાનો વિચાર થયો ત્યાર પછી પણ તે શેમાં છપાવવો એ પ્રશ્ન મને ભારે મુંઝવણ આપનારો થઈ પડયો. મારા પૂજ્ય ગુરુને એ લેખ 'વસન્ત'માં પ્રકાશનાર્થે મોકલતાં મેં ઘણો સંકોચ અનુભવ્યો. વખતે લેખ પસંદ ન આવે તો મારા પ્રત્યેની શિષ્ય તરીકેની એમની મમતાને આઘાતં તો નહીં પહોંચે એ ભય મને કંપાવતો હતો. આખરે મેં એ લેખ મોકલાવ્યો ત્યાર પછી પણ એના ભાવિ વિષે મારૂં ચિત્ત તો સંશયગ્રસ્તજ રહ્યું હતું. એમનો પ્રત્યુત્તર ન આવતાં મારૂં ચિત્ત વધારે દોલાયમાન થયું હતું. થોડા દિવસ રહીને 'વસન્ત'નો નવો અંક મારા હાથમાં આવ્યો અને તેમાં એ લેખનો પ્રથમ ભાગ પ્રકટ થયેલો મેં જોયો ત્યારેજ મેં શાન્તિ અનુભવી.

એ અને એની પછીના એક બે લેખો 'વસન્ત'માં પ્રકટ થઈ ગયા હતા ત્યાર પછી એક પ્રસંગે સ્વર્ગસ્થ સાક્ષર શ્રી. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી અને આચાર્ય શ્રી. આનન્દશંકરભાઈ મારા વડીલ રા. બ. કમળાશંકરભાઈ પાસે આવેલા અને તે વખતે ઉત્તમલાલભાઈએ મને ઉદ્દેશીને કહેલું કે 'He writes in a very good style'

અને આનન્દશંકરભાઈએ પ્રત્યુત્તર વાળેલો કે 'Oh yes, in a remarkably good style' એ પ્રસંગ પણ એનાથી જે અસાધારણ ઉત્તેજન મને મળેલું તેને લીધે મારા હૃદયપટ પર અંકિત થઈ રહેલો છે.

એજ અરસામાં મારા મિત્ર સદ્ગત ભાઈ ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિયાએ મને કહેલું કે "નરસિંહરાવભાઈ તમને મળવા ઇચ્છે છે, માટે આપણે સાથે એક વખતે એમને ત્યાં જઈશું." ભાઈ ભોગીન્દ્રરાવના અત્યન્ત વ્યવસાયીપણાને લીધે અને મારા અત્યન્ત શરમાળપણાને લીધે અનેક વર્ષો સુધી આ પવિત્ર ફરજ બજાવવામાં હું ચૂક્યો હતો. એ વાતનો હવે તો ખેદજ દર્શાવવો પ્રાપ્ત થાય છે.

આ અને આવાં અનેક કારણોને લીધે 'સાહિત્યકળા' એ મારા પ્રથમના લેખ પ્રત્યે મારો પક્ષપાત હોય એ સ્વાભાવિક છે. આ ગ્રન્થને એ નામથી અંકિત કરવાને હું કદાચ એજ કારણથી લલચાયો હઈશ. સાહિત્યકળાને લગતા વિવિધ વિષયો અત્રે ચર્ચાયા હોવાથી એ આખા ગ્રન્થને 'સાહિત્યકળા' એજ નામ આપવામાં અનૌચિત્ય નથી એમ મારું માનવું છે.

આવી રીતે મારા લેખોનો સંગ્રહ કરીને તે પુસ્તકરૂપે બહાર પાડવાનું મને અનેક સન્મિત્રોએ સૂચવેલું. પ્રો. અતિસુખશંકર ત્રિવેદી અને સ્વ. વ્યોમેશચન્દ્ર પાઠકજી ઉપરાંત પ્રો. બળવન્તરાય કલ્યાણરાય ઠાકોર, રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર, રા. જોશીપરા ('કુસુમાકર') વગેરેએ એ વિષે મને વારંવાર કહેલું. આળસને લીધે હું એ કામ નથી કરતો એમ માનીને સ્વ. વ્યોમેશચન્દ્રે તો પોતાનું આરોગ્ય સુધરતાં એ કામ પોતાના શિર પર લઈ લેવાનો દૃઢ સંકલ્પ કરેલો. એ સંકલ્પની સિદ્ધિનો સમય આવે ત્યાર પહેલાં તો ક્રૂર કાળે એમને ઝડપી લીધા.

એ કાર્ય બેન જયમનગૌરીએ ઉત્સાહથી ઉપાડી લીધું અને ખંતથી પાર પાડ્યું. લેખો એકઠા કરવાનું, એની છપામણી, બંધાઈ

વગેરેની યોજના કરવાનું, એનાં પ્રૂફ સુધારવાનું, ટૂંકમાં પુસ્તકના પ્રકાશનનું આદિથી અન્ત સુધીનું તમામ કાર્ય એમણે લગભગ એકલે હાથે કર્યું અને તે પણ શરીરની તેમજ મનની ભારે અસ્વસ્થતા છતાં! એ બદલ મારી પુત્રીનો ઉપકાર હું માની શકું?

પુસ્તકને છેડે બે પરિશિષ્ટો આપવામાં આવ્યાં છે. પહેલા પરિશિષ્ટમાં રા. સત્યદર્શીએ મારા 'ગ્રન્થાવલોકનકળા'ના લેખનો સદ્‌ગત નરસિંહરાવભાઈના સખત આક્ષેપ વિરુદ્ધ જે સમર્થ બચાવ કરેલો તે આપવામાં આવ્યો છે. એમાં સદ્‌ગત નરસિંહરાવભાઈની વિવેચનપ્રવૃત્તિની કેટલીક વિચિત્રતાઓ, જે ગુજરાતને અજાણી નથી, તેનો સ્ફુટ નિર્દેશ કરવામાં આવ્યો છે. એ લેખ અમુક પ્રસંગને ઉદ્દેશીને લખાયલો હોવાથી એમાં નરસિંહરાવભાઈના વિવેચનકાર્યનાં સંગીન તત્ત્વો વિષે વિદ્વાન્ લેખકે કંઈ પણ ઉલ્લેખ કર્યો નથી; પણ તેથી એ કાર્યને કે તે માટેની સદ્‌ગતની પ્રતિષ્ઠાને કોઈ પણ રીતનો બાધ આવતો નથી. બીજા પરિશિષ્ટમાં સદ્‌ગત નરસિંહરાવનો પોતાનો મારા પર આવેલો પત્ર મૂક્યો છે. એ પત્ર એમના ઔદાર્ય અને સ્નેહથી અંકિત થયેલો છે તેનીજ સાથે એમના એક કાવ્ય વિષે જરૂરની માહિતી એમાં આપી છે અને મારા 'હાસ્યરસ'ના લેખ ઉપરથી એમને સૂઝેલા બે અગત્યના મુદ્દાઓ એમણે રજુ કર્યા છે. પરિશિષ્ટમાં છપાયલાં બન્ને લખાણો આ સંગ્રહના બે મહત્ત્વના લેખો ઉપર પ્રકાશ પાડનારા હોવાથી આ ગ્રન્થમાં સ્થાન મેળવવાને યોગ્ય છે એમ હું માનું છું.

આ લેખસંગ્રહ ગુજરાતની સહૃદય જનતાને ચરણે અર્પણ કરીને હું કૃતકૃત્ય થાઉંછું.

મોહનલાલ પાર્વતીશંકર દવે

# અનુક્રમણિકા

સંગીતકળા અને અભિનયકળા વિષેના લેખો બીજી સાહિત્ય પરિષદ્‌માં વંચાયા છે. સંગીત અને અભિનયનો એકી વખતે ઉપયોગ નાટકમાં વિશેષ થાય છે. એ બેઉને મૂકીને સાહિત્યકળા તરફ વળવું એ નાટકશાળાની બંધ હવામાંથી નીકળી બહારના ખુલ્લા મેદાનમાં ફરવા જેવું સુખકર છે. એ વિશાળ પ્રદેશમાં આપણે આજે સ્વેચ્છાનુસાર ફરીશું, તો તેથી લાભ થયા વિના રહેશે નહીં.

## સાહિત્યના બે વિભાગ

સાહિત્ય એ "કળા"ના નામને કેટલે અંશે યોગ્ય છે એ મહત્ત્વના પ્રશ્નનો નિર્ણય કરતાં પહેલાં સાહિત્ય અને કળા ઉભયનાં ખાસ લક્ષણ જાણવાની જરૂર છે. એક અંગ્રેજ લેખકે સાહિત્યના બે વિભાગ પાડ્યા છેઃ—જ્ઞાનનું સાહિત્ય (literature of knowledge) અને બળનું સાહિત્ય

(literature of power). એકમાં, અમુક વિષયનું જ્ઞાન આપવું એજ મુખ્ય ઉદ્દેશ હોય છે; બીજામાં, ભાષાના બળથી,–શૈલીના જોસ્સાથી–વાંચનારના મન ઉપર અમુક પ્રકારની છાપ પાડવી એવો ઉદ્દેશ હોય છે. એકમાં, મુદ્દાનો અર્થ સમજાવવા તરફજ લક્ષ હોય છે; બીજામાં, અન્તર્ગત વસ્તુના બહારના સ્વરૂપ તરફ વધારે લક્ષ આપવામાં આવે છે. એકમાં "શું કહેવું" એ સવાલને પ્રાધાન્ય અપાય છે; બીજામાં, "કેવી રીતે કહેવું" એ પ્રશ્ન અગત્યનો થઈ પડે છે. એકમાં, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ વગેરે વિષયોનો સમાવેશ થાય છે; બીજામાં, શૈલી તરફ ખાસ લક્ષ આપીને જે લેખો લખાયા હોય તેની ગણત્રી કરાય છે. આ બેઉ વિભાગ એકબીજાથી તદ્દન ભિન્ન નથી. જ્ઞાનના સાહિત્યમાં શૈલી તરફ બીલકુલ લક્ષ આપવામાં આવતું નથી અને બળના સાહિત્યમાં ભાષાથી મળતા જ્ઞાનની, ભાષાથી થતા અર્થબોધની કેવળ અવગણના કરવામાં આવે છે એવું નથી હોતું. અને એવું હોઈ શકે પણ નહીં; કારણ કે ભાષા–શૈલી એ બહારનું સ્વરૂપ છે; અંદર રહેલું જ્ઞાન એ તેનો ખરો આત્મા છે; બેઉને એકબીજાથી તદ્દન અલગ કરવાનો પ્રયત્નજ મૂર્ખાઈભરેલો છે. તોપણ એ બે પ્રકારના સાહિત્યમાં કયા ઉદ્દેશને પ્રાધાન્ય આપવામાં આવે છે તે સમજવા માટે એ વિભાગ ઘણો ઉપયોગનો છે.

**'સાહિત્ય'ના બે અર્થ**

"સાહિત્ય" શબ્દ કોઈક વાર ઘણા વિશાળ અર્થમાં વપરાય છે, અને તે વખતે જ્ઞાન માત્ર એનો વિષય બને

છે; જેમકે, "વિજ્ઞાનનું સાહિત્ય." પણ ઘણી વાર તો એ શબ્દ વધારે સંકુચિત અર્થમાંજ વપરાય છે. એ અર્થમાં વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, વગેરે પહેલા વિભાગના વિષયોને સાહિત્ય તરીકે સ્વીકારવામાં આવતા નથી. લેખનપદ્ધતિ ઉપર જેમાં વિશેષ લક્ષ અપાતું હોય તે સાહિત્ય, એવું સાહિત્યનું લક્ષણ સ્વીકારવામાં આવે છે, અને તેના "ગદ્ય" અને "કવિતા" એવા બે વિભાગ પાડવામાં આવે છે. કવિતા એ સાહિત્યનું ઉંચામાં ઉંચું સ્વરૂપ છે. જનમંડળની ગૂઢ ભાવનાઓ પ્રકટ કરવામાં દેશની કવિતા એ મોટામાં મોટું સાધન છે. જે સર્વ કોઇના હૃદયમાં છે છતાં સમજી શકાતું નથી, અને સમજી શકાય છે છતાં કહી શકાતું નથી તે સમજાવનાર અને તે કહેનાર કવિ છે. દેશમાં ગમે તેટલી સંપત્તિ હોય, ગમે તેટલું સૈનિક બળ હોય, તો-પણ એ સઘળી સંપત્તિ અને બળ છતાં જ્યાં સુધી દેશને કવિ સાંપડયો નથી ત્યાં સુધી દેશ મૂંગો જ છે. પ્રજામાં નવું બળ પ્રકટાવનારો, નવું જીવન આપનારો, નવાં પરાક્રમ કરાવનારો, નવું દેશાભિમાન જગવનારો કવિ છે. જે પ્રજામાં કવિત્વ ઓછું તે પ્રજામાં હૃદયની ઊર્મિઓ થોડી, આત્માની ઉન્નતિ ઓછી, અને પ્રજાનું જીવન મોળું, મન્દ, અને અપૂર્ણ સમજવું.

કળા

કવિતાને કેટલાક રસિક કળા (fine art) ગણે છે, સાહિત્યની કળા ઉપર કેટલાંક પુસ્તકો રચાયાં છે, તો કળા તે શું એ જાણવું આવશ્યક થઈ પડે છે. અમુક હેતુ

(સૌન્દર્ય અથવા ઉપયોગ)ને માટે પોતાના વિચારને એજ ઉદ્દેશ લક્ષમાં રાખીને વાણી અથવા કૃતિથી પ્રકટ કરવાની ક્રિયા તેનું નામ કળા. બુદ્ધિમાં ઉછળતા વિચારોને, હૃદયમાં ઉભરાતી લાગણીઓને વાણીમાં અને કૃતિમાં ઉતારવાં એ મનુષ્યનો સ્વાભાવિક ધર્મ છે. જેમ વિચારો વધારે પ્રબળ હોય છે, જેમ લાગણીઓ વધારે તીવ્ર હોય છે તેમ તે વિચારો અને લાગણીઓનો અનેક આવરણો ભેદીને બહાર પ્રકટ થવાનો અને વાણીમાં અને કૃતિમાં પરિણમવાનો પ્રયત્ન પણ વધારે મજબૂત હોય છે. માણસના આન્તર જીવનનું ખરૂં સ્વરૂપ જ્યારે એ પ્રમાણે વાણી અને કૃતિદ્વારા તેના બહારના જીવનમાં પરિણામ પામે ત્યારેજ તેની સંસારયાત્રા સફળ થઈ ગણાય. એ ઉભય જીવન વચ્ચે અદ્વૈત સધાવું જોઇએ તે ન સાધતાં, કેટલાક યુવકો પોતાનાજ જીવનમાં ભેદનું તત્ત્વ રાખીને તે દ્વારા પ્રજાકીય અભેદ–ઐક્ય–મેળવવાની, સામાજિક તેમજ રાજદ્વારી વિષયોમાં સુધારા કરવાની મિથ્યા આશા રાખે છે. સ્વચ્છન્દ કે સગવડનાં તુચ્છ કારણોને લીધે કરવામ આવતાં કૃત્યો ઉપર કર્તવ્યતાનો ઢોળ ચઢાવીને પોતાન આત્માને છેતરે છે, તેમાં વિચારોની શિથિલતા કે લાગણીઓની મન્દતા જોવામાં આવે છે કે નહીં તે નક્કી કરવાને આ પ્રસંગ નથી. તોપણ એટલું તો નિર્વિવાદ છે કે દૃઢ વિચારના અને ઉત્કટ લાગણીવાળા પુરુષો પોતાના વિચારમાં, વાણીમાં, અને વર્તનમાં સામ્ય જાળવી રાખે છે, પોતાના અન્તરના કે બહારના જીવનમાં ભેદ ન રાખતાં ઉભયને પરસ્પરાનુકૂળ બનાવે છે, અને એ પ્રમાણે પોતાના આત્માની

ઉન્નતિ ટકાવી રાખે છે, એટલુંજ નહીં પણ દેશનું કલ્યાણ પણ સાધે છે. એ વિચાર અને એ લાગણીઓ સમાજનાં અમુક માણસો (જેવાંકે ચિત્રકારો, શિલ્પશાસ્ત્રીઓ, સંગીતશાસ્ત્રીઓ, નટો)માં વધારે સ્પષ્ટ રીતે માલૂમ પડી આવે છે, અને જે કૃતિઓમાં તેનો પ્રાદુર્ભાવ થતો હોય તે તે માણસોના કળાકૌશલ્યનું પરિણામ ગણાય છે.

કળાના બે વિભાગ

જેવા સાહિત્યના તેવા કળાના પણ તેના મુખ્ય ઉદ્દેશ પ્રમાણે બે વિભાગ છેઃ-(૧) ઉપયોગી કળાઓ; (૨) રસિક કળાઓ-"સૂક્ષ્મ કળાઓ"-સૌન્દર્યને ઇન્દ્રિયગોચરતામાં લાવનારી કળાઓ (fine arts). સૂક્ષ્મ રીતે જોતાં, આ વિભાગ પણ સંતોષકારક નથી, કારણ કે દરેક કળાનું કામ કંઈ પણ તેનો ઉપયોગ લક્ષમાં રાખીનેજ થાય છે. દરેક સુન્દર વસ્તુનો પોતાના અસ્તિત્વ માટે તેની ઉપયોગિતા ઉપરજ આધાર છે. એ સિવાય, એવી સુન્દર કૃતિઓના દર્શનથી જે આનન્દ થાય છે તે આનન્દજ તેનો મોટામાં મોટો ઉપયોગ છે. એ આનન્દ ઘણા ઉંચા પ્રકારનો છે. નિર્દોષ હોવા ઉપરાંત એ બુદ્ધિને ખીલવનારો, હૃદયને વિકસાવનારો, આત્માને ઉન્નત કરનારો છે. એટલે રસિક કળાઓમાં ઉપયોગનું તત્ત્વ સમાયલું નથી એમ કહી શકાશે નહીં. તોપણ બેઉ વિભાગના પ્રધાન ઉદ્દેશ સમજાવવાને માટે, ખેતીનું કામ, ઓજાર બનાવવાનું કામ વગેરેને ચિત્રકળા, શિલ્પકળા, સંગીતકળા, અભિનયકળા આદિથી છૂટાં પાડવાને માટે એ વિભાગ ઘણો અનુકૂળ છે.

## કવિતા

સાહિત્યનું લક્ષણ અને સાહિત્યના વિભાગ આપણે જાણ્યા; કળાના લક્ષણ–વિભાગ પણ આપણે જાણ્યા. રસિક કળાઓમાં કાવ્યકળાની પણ ગણત્રી કરવામાં આવે છે એ આપણે ઉપર જણાવી ગયા. એની વાસ્તવિકતા વિચારતાં પહેલાં કવિતાનું ખરૂં સ્વરૂપ આપણને જાણવાની જરૂર છે. સામાન્ય સમજણ એવી છે કે જે છન્દમાં રચાયલી હોય તે કવિતા અને બાકીનું તે ગદ્ય. એ સમજણ ખોટી છે. છન્દમાં રચાયલી કવિતામાં પણ જો કંઈ અર્થનું ગૌરવ ન હોય કંઈ કવિત્વનો ચમત્કાર ન હોય તો તેને કવિતાનું નામ અપાય નહીં. એથી ઉલટું, બાણની કાદંબરી જેવાં, અથવા કાર્લાઈલ, ડી ક્વિન્સી, અને લૅન્ડૉર જેવાનાં જોસ્સાભર્યાં લખાણો ગદ્યમાં હોવા છતાં તેમને ઘણી વખતે વ્યાજબી રીતે કાવ્યમાં ગણવામાં આવ્યાં છે. કવિના હૃદયમાં લાગણી થયાથી પોતાની અનુકરણશક્તિ કે કલ્પનાશક્તિ વડે દુનિયાના બનાવો કે પદાર્થોનું સુન્દર ચિત્ર આપવું અથવા તો તેમાંથી અવનવી સૃષ્ટિ ઉત્પન્ન કરવી, તેની સુન્દરતાથી વાંચનારને આનન્દ આપવો, અને તેના હૃદયમાં પણ એવીજ લાગણીઓ જગવવી એ કવિનું કામ છે.

## છન્દનો ઉપયોગ

છન્દની રચનાનો સ્વીકાર કીધાથી કવિની લાગણી પ્રદર્શિત કરવામાં તેને બન્ધન નડે છે, એવાં બન્ધન વેદના મન્ત્રો રચાયા તે કાળમાં તેમજ અનુષ્ટુપ્ છન્દનો જેમાં ઉપયોગ થયો છે તેવા મહાભારત,

રામાયણ, ભાગવત આદિ ગ્રન્થોના કાળમાં બહુ નડતાં ન્હોતાં, વગેરે દલીલોથી છન્દની રચનાના સ્વીકાર કે અસ્વીકાર વિષે ઘણી ચર્ચા થોડા સમય પર ઊભી થઈ હતી. એ ચર્ચામાં ઉતરવાનો આ પ્રસંગ નથી. અત્યારે તો એટલુંજ જાણવું બસ થશે કે માણસમાં જ્યારે જોસ્સાદાર વિચારો આવે છે ત્યારે તે પ્રકટ કરવાને માટે છન્દનો ઉપયોગ તેને સ્વાભાવિક થઈ પડે છે. વિચારો અને લાગણીને અનુકૂળ છન્દ તે પોતાની મેળે શોધી લે છે, અને તે છન્દમાં કંઈ પણ શ્રમ વિના તેની કવિતા રચાઈ જાય છે. છન્દની રચના એ કવિની પોતાની ઉશ્કેરાયલી લાગણીનું ફળ છે; વાચકની લાગણી ઉશ્કેરવાનું એ એક સાધન છે. એક અંગ્રેજ લેખક કહે છે કે "જોસ્સાવાળો વિચાર ખાસ કરીને સંગીતને અનુકૂળ બને છે."

### ગદ્ય, કવિતા અને સંગીત

ગદ્ય, કવિતા, અને સંગીત એ ત્રણનો પરસ્પરનો સમ્બન્ધ આપણે અહીંજ વિચારીશું. દરેક પ્રજાનું પહેલામાં પહેલું સાહિત્ય તે તેની કવિતાનું હોય છે. કવિતામાંજ પ્રજા પોતાની દૃઢ શ્રદ્ધાઓ, પોતાની ઉંડી આશાઓ, પોતાની તીવ્ર વેદનાઓ, અને પોતાનાં દિવ્ય સ્વપ્નાંઓ નોંધી રાખે છે. જે સમયે લખવાનાં ચિહ્ન પણ નક્કી નથી થયાં હોતાં તે સમયે એ શ્રદ્ધા, એ આશા, એ વેદના, અને એ સ્વપ્નાંનો સંગ્રહ સ્મરણશક્તિથીજ થઈ શકે છે. એ સ્મરણશક્તિમાં પ્રજા પોતાની અધુરી છતાં મીઠી અને મધુર વાણી સચવાયલી રહે એ લોભથી તેની સાચવણી માટે ક્રમપાઠ,

ધનપાઠ વગેરેની વ્યવસ્થા કરે છે. ગદ્યની તુલના તેની શૈલી કરતાં તેના વિષય, તેમાં રહેલા વિચારોનું ગાંભીર્ય વગેરે ઉપરથી વધારે થાય છે, કારણ કે સાધારણ રીતે અમુક વસ્તુઓ અથવા અમુક વસ્તુ વિષેના વિચારો સીધી અને સરળ રીતે કહેવાને માટે ગદ્યનો ઉપયોગ થાય છે. સંગીતમાં એથી ઉલટુંજ છે, કારણ કે સંગીતમાં સ્વરૂપ અને વસ્તુ ઉભય એકજ છે. પણ ઉંચા પ્રકારની કવિતામાં તો બેઉ તત્ત્વ એવી રીતે સમાયલાં હોય છે કે તે રચનાની ખુબી અંદરના વિચારોને લીધે છે કે બહારના સ્વરૂપને લીધે એ સમજી શકાયજ નહીં. "આ આનન્દ વિચારને લીધે છે" અથવા "આ આનન્દ વાણીને લીધે છે" એવો જ્યાં ભેદ પાડી શકાય ત્યાં કવિતામાં કંઈક ન્યૂનતા હોવી જોઈએ. આ પ્રમાણે કવિતાનું સ્થાન ગદ્ય અને સંગીત કરતાં વધારે ઉંચું છે, પણ વાણી અને વિચાર ઉભયનું સૌન્દર્ય સચવાયલું ન રહે તો ગદ્યની કે સંગીતની ઉતરતી પંક્તિમાં આવી પડવાનો એને ભય છે.

### કાવ્ય અને ઇતર કળાઓ

હવે કાવ્યમાં અને ચિત્રકળા આદિ રસિક કળાઓમાં શો ભેદ છે તે આપણે શોધીશું. એક સ્હેલાઈથી સમજી શકાય એવો ભેદ તો એ છે કે ચિત્રકળા, શિલ્પકળા આદિમાં અમુક જડ વસ્તુ ઉપર હાથથી અમુક પ્રયોગ કરવો પડે છે, એ પ્રયોગ થયા વિના ઇષ્ટ કૃતિ થઈ શકતી નથી; પણ કાવ્યમાં એવા પ્રયોગની જરૂર પડતી નથી. સુન્દર કૃતિને માટે તો કવિહૃદયને બાહ્ય વસ્તુની અપેક્ષા

રહેતી નથી, માત્ર એ કૃતિના રસાસ્વાદને માટે વાણીનું સાધન વાપરવું પડે છે. એથી વધારે મોટો ભેદ એ છે કે જેવી રીતે બીજી કળાઓ થોડે ઘણે અંશે પણ દરેક માણસ ખંતથી અને ઉદ્યોગથી શીખી શકે છે, તેવી રીતે આ કળા શીખી શકાતી નથી. "કવિઓ જન્મે છે, બનાવાતા નથી" એ કહેવત જાણીતી છે. કવિતા કરવાની શક્તિ એ ઈશ્વરી બક્ષીસ છે. માણુસના અન્તરની ભાવના પર એનો આધાર છે. સાહિત્યનાં પુસ્તકો વાંચ્યાથી કે સાહિત્યકળાના નિયમો જાણ્યાથી એ શક્તિ આવી શકતી નથી. શાસ્ત્રીય જ્ઞાનથી કદાચ ઈશ્વરે આપેલી શક્તિ વધારે ખીલવી શકાતી હશે, કાવ્યશાસ્ત્રના અભ્યાસથી કંઈક વધારે સુન્દર રચના થતી હશે, પણ પ્રકૃતિ, મનુષ્ય, કે ઈશ્વરનાં રૂડાં ગીત ગાવાની, પ્રકૃતિનાં સુન્દર સત્યો નિહાળવાની, મનુજહૃદયના છૂપા ભેદો ખોલવાની અદ્ભુત શક્તિ તો કવિની પોતાનીજ છે, અને એ શક્તિ જો એના અન્તરમાં ન હોય તો તે મેળવવાને "સાહિત્યકળા"નાં 'પોથાંનાં થોથાંમાં ગોથાં ખાવાં' નકામાં છે.'

**શાસ્ત્રીય જ્ઞાન**

ગમે તેવા પ્રયત્ન છતાં પણ સાહિત્યની કળા એવી રીતે પ્રાપ્ત કરી શકાતી ન હોવાથી એટલે અંશે એ કળાના નામને અયોગ્ય જણાય છે. તોપણ એ વિષયનું શાસ્ત્રીય જ્ઞાન સાહિત્યક્ષેત્રના વિસ્તાર માટે, નવનવી રચનાઓ માટે, વિચારની પ્રૌઢતા માટે, અને ભાષાની ઉન્નતિ માટે જરૂરનું છે. હાલમાં આપણા દેશમાં સાહિત્યસેવાને માટે ઘણો

ઉત્સાહ ફેલાયો છે. મુંબાઈ યુનિવર્સિટિની એમ. એ.ની પરીક્ષામાં ગુજરાતી દાખલ થવાથી, તેમજ ગુજરાત–સાહિત્યસભા જેવી સંસ્થાના ઉદાર પ્રયત્નથી સાહિત્ય પ્રતિના પોતાના ધર્મનું ભાન લોકોને થવા માંડયું છે. પ્રખ્યાતિ મેળવવાની કુદરતી ઇચ્છાને આમ કર્તવ્યબુદ્ધિએ એક દિશા તરફનું વલણ આપ્યું છે, અને તેને પરિણામે "કવિ"માં કે "ગ્રંથકર્તા"માં ખપવાની તૃષ્ણા માણસને વધારે થવા માંડી છે. એને પરિણામે અનેક ઉત્સાહી યુવકો જોઈતાં સાધનની અપેક્ષા રાખ્યા વિના કવિ ને નવલકથાકાર તરીકે સાહિત્ય–સાગરમાં ઝંપલાવે છે, સાહિત્યના નામને શોભે એવા વિચાર જેમાં હોય કે ન પણ હોય તેવો એક લઘુ લેખ લખે છે, અને મિત્રમંડળથી ઘેરાયલો લેખક ચારે પાસથી વખાણજ સાંભળે છે, જોકે પોતે એ વખાણને માટે યોગ્ય નથી એવો વિવેકભર્યો જવાબ આપે છે. સામાન્ય રીતે "કવિ" "તત્ત્વજ્ઞાની" એવા મોટા મોટા શબ્દોનો પ્રયોગ યુવાન વર્ગમાં વિનોદપ્રેમને લીધે કે કોઈ બીજા કારણથી વિશેષ થતો જોવામાં આવે છે. વખાણ કરનાર સારી રીતે જાણે છે કે જેટલાં વખાણ હું કરૂં છું તેટલાં યોગ્ય નથી એ ખુલ્લું છે. વખાણ સાંભળનાર જાણે છે કે એ વખાણનો હું જેટલો અસ્વીકાર કરૂં છું તેટલા બધા અસ્વીકાર જેટલી મારામાં અયોગ્યતા નથી એ નિઃસંશય છે. આખરે એવા નિર્ણય પર આવે છે કે "હું કવિ કે નવલકથાકાર નહીં હોઉં, તોપણ સારી કવિતા રચી શકું છું અને સારી વાર્તાઓ બનાવી શકું છું."

લેખક એથી વધારે સબળ પ્રયત્ન કરે છે, અને થોડા દિવસમાં મોટો "કવિ" કે "નવલકથાકાર" બની જાય છે !!

## કવિતાનો દિવ્ય પ્રદેશ

જ્યારે કોઈ કવિતાનું પુસ્તક આપણે હાથમાં લઈએ છીએ ત્યારે આપણને કેટલો આનન્દ થાય છે! આપણું કુતૂહલ કેટલું જાગે છે! આપણે કેટલી સુન્દર આશાઓ રાખીએ છીએ! ચળકતી પાંખવાળા એ દિવ્ય પુરુષ( કવિ )ની સાથે દૂરના "અનુપમ પ્રદેશો ઝળકતા" જોવાને આપણે લલચાઈએ છીએ. પણ થોડેકજ આગળ ગયા પછી આપણને એમ માલૂમ પડે કે એ પુરુષ તો ધુમસમાંજ આથડ્યાં કરે છે અને એક વાદળ પરથી બીજાં વાદળ પર કુદંકુદા કર્યાં કરે છે, પેલા દિવ્ય પ્રદેશનો માર્ગ એણેજ દેખ્યો નથી તો આપણને તે દેખડાવે ક્યાંથી ? જે ભૂમિનો દિવ્ય પ્રકાશ જોવાને આપણે ઇચ્છીએ છીએ તે એ બતાવી શકશે નહીં, ત્યાંની સ્વચ્છ પોષક હવા આપણે પામીશું નહીં, ત્યાંના અમૃતરસનું પાન આપણે કરી શકશું નહીં, તો આપણને કેવી નિરાશા થાય ? કંઈક એવોજ અનુભવ નૂતન કવિની કોઈ કોઈ કવિતા વાંચતાં આપણને નથી થતો શું ?

## કળાના નિયમ

રસિક કળાઓના સર્વમાન્ય નિયમો તરફ દુર્લક્ષ દાખવવામાં ન આવે તો આમ થવાનો સંભવ કદાચ ઓછો રહે.

એ સઘળી કળાઓનો એક અગત્યનો નિયમ એ છે કે દરેક કળાવાને પોતાની કૃતિ પ્રકૃતિથી વિરુદ્ધ થઈને નહીં, પણ તેને અનુકૂળ થઈને, તેનું સાહાય્ય લઈને, કરવી. સૃષ્ટિના નિર્માણની સહેતુકતા સ્વીકારીને તે હેતુને અનુકૂળ વર્તન રાખવું, ઈશ્વરના નિયમને આધીન રહેવું, અને મિથ્યા હર્ષ-શોકનો ત્યાગ કરવો એ જેમ સામાન્ય મનુષ્યને માટે ડહાપણભરેલું છે તેમજ કલાવાને પોતાની કૃતિમાં પ્રકૃતિનું સાહાય્ય લેવું, પણ તેના અચળ નિયમોની વિરુદ્ધ ચાલવું નહીં એ જરૂરનું છે. દરેક કાર્યમાં આપણે કેટલા પ્રકૃતિને આધીન છીએ! ઘર બાંધવામાં, ઓજાર વાપરવામાં, કોઈ પણ ઉપયોગી કળામાં માણસને પ્રકૃતિના નિયમોનું ઉલ્લંઘન નહીં, પણ પાલન કરીનેજ પોતાનું કામ કરવું પડે છે. રસિક કળાઓમાં પણ એમજ છે. કોઈ કૃતિને માટે આપણે તે બનાવનારનાં ઘણાં વખાણ કરીએ છીએ, પણ ખરૂં જોતાં તો એ કૃતિનું અડધું પોણું કામ કરનાર તો માણસ નહીં, પણ પ્રકૃતિ પોતેજ છે. પ્રકૃતિના નિયમોને આધીન રહીને તેનો પોતાની કૃતિને અર્થે લાભ લીધો એજ તેનું કૌશલ્ય. વક્તૃત્વની કળા જાણનાર પોતાના મનથી મલકાય છે કે મેં અમુક ભાષણ દીધું, અને મારી તે કૃતિ આવી સુન્દર નીવડી. પણ વક્તાના શરીરનું બન્ધારણ, તેનો અવાજ, તેની આંખ, તેનો ચ્હેરો,—એ સઘળું પ્રકૃતિનું આપેલું સાહાય્ય બાતલ કરો, એ પ્રસંગથીજ લોકનાં મન કેવાં ઉલટમાં હતાં અને સાંભળવાને તે કેવાં અનુકૂળ બની રહ્યાં હતાં, એકના મનની અસર બીજા ઉપર—એવી રીતની આપલેથી કેવું તંગ ખેંચાણ થયું હતું

તે યાદ કરો, અને પછી કહો કે વક્તાને કેટલો યશ ઘટે છે!!! રસિક કળાઓના સમ્બન્ધમાં આ નિયમ વધારે વિસ્તૃત અર્થમાં સમજવાનો છે. દરેક કૃતિ બનાવવામાં માણસે પોતપોતાની કૃતિથી અલગ રહેવું અને પોતાના ક્ષુદ્ર વ્યક્તિત્વને કોરે મૂકીને એ કૃતિમાં વિશ્વવ્યાપી ચૈતન્યનેજ પ્રવર્તવા દેવું, જેથી તે કૃતિ અમુક દેશમાં કે અમુક કાળેજ નહીં પણ સર્વ દેશમાં અને સર્વ કાળમાં વખણાય તેવી થાય. એવી સ્થિતિમાં રહીને બનાવાયલી કૃતિની સઘળી ખુબીઓ બનાવનાર જાતેજ સમજી શકતો નથી, કારણ કે બનાવતી વખતે તેણે પોતાનું વ્યક્તિ તરીકેનું ચૈતન્ય પ્રકૃતિમાં–વિશ્વવ્યાપી ચૈતન્યમાં–ડુબાડી દીધું હોય છે. શેકસપિયર જેવા મહાન્ કવિઓની કૃતિઓ આવા પ્રકારની છે.

### કળાનો આનન્દ

રસિક કળાઓ જે સૌન્દર્યને ઇન્દ્રિયગોચરતામાં લાવે છે તેના સ્વરૂપ વિષે તત્ત્વજ્ઞાનીઓમાં ઘણો મતભેદ હતો. હવે તો એવું માન્ય થયું છે કે પદાર્થોના અંશની અમુક પ્રકારની વ્યવસ્થા માત્રમાં નહીં, પણ તેથી મનુષ્યના હૃદય ઉપર થતી અસરમાંજ સૌન્દર્યનું બીજ રહેલું છે. સુન્દર કૃતિથી થતો આનન્દ તે અનુકરણથી–નકલ માત્રથી–થતો આનન્દ નથી, પણ બે વસ્તુઓ અત્યન્ત ભિન્ન હોવાનું જ્ઞાન, છતાં તેઓના કળાને પરિણામે દેખાતા સામ્યથી થતું આશ્ચર્ય,–એ બે તત્ત્વોના મિશ્રણથી એ આનન્દની નિષ્પત્તિ છે. ચિત્રપટ પર આલેખેલી આકૃતિથી, પત્થર પર કોતરેલી

ભર્યાં ચમત્કાર બતાવવા એ કવિનું કામ છે. જ્યાં ભાષાજ સર્વથી સહેલાઈથી સમજાય એવી ન વાપરવામાં આવે ત્યાં આ સઘળું કેવી રીતે બને? કવિતાના વિચાર ગમે તેવા પ્રૌઢ હોય પણ તેને વહન કરવાને માટે અનુકૂળ સાધન ન હોય, તો તે વિચાર સામાન્ય માણસ પર શી રીતે અસર કરી શકે? કવિતા એ બુદ્ધિની કસરત માટેનો અખાડો નથી, શુષ્ક તત્ત્વજ્ઞાનથી એ તદ્દન જુદી છે. મનહર થવું એ તેનું પહેલું કર્તવ્ય છે. મનહર થયા વિના મનભર શી રીતે થવાય? હાલમાં તો નવીનતાનું તત્ત્વ જ્યાં ત્યાં દાખલ કરવાનો ઉત્સાહ જાગ્યો છે. નવા વિષય, નવા વિચાર, નવા છન્દ, નવાં પદ, નવી રચના—એ સઘળાંની જરૂર જણાવા માંડી છે. ગદ્યમાં તેમજ પદ્યમાં નવીનતાથી આકર્ષવાનો હદ બહારનો લોભ કેટલીક વાર લાગી જાય છે, અને તેને પરિણામે કેટલાક હસનીય પ્રયોગો થાય છે. સંસ્કૃત શબ્દોથી ભરેલાં અને ઉંડા વિચાર સમાવવાનો ભ્રમ ઉત્પન્ન કરનારાં બે ચાર વાક્યો છૂટાં લખીને, તેઓનો પરસ્પરનો સમ્બન્ધ ગૂઢ રાખીને, તેને પ્રસ્તુત વિષયની સાથે સમ્બન્ધ ધરાવનારા એક વાક્ય સાથે જોડવું, અને જોડનારી સાંકળ પણ છૂપીજ રાખવી કે લેખકનું ગૌરવ સચવાય અને વાંચનારને એટલા શ્રમને અન્તે જે કંઈ ફળ મળે તે વધારે મિષ્ટ લાગે એવી કેટલાકની સમજણ હોય એમ જણાય છે. પણ એ ધારણા તદ્દન ખોટીજ પડે છે. સામાન્ય રીતે સાહિત્યના ઉપાસકો સાહિત્યરસનું આસ્વાદન કરવાનેજ ઉત્સુક હોય છે, શ્રમસાધ્ય ફળ મળતાં હોય તોપણ તેવો શ્રમ લેવાને કોઈ પ્રાકૃત જન

એ વૃક્ષ પાસે આવતું નથી. "યાત્રા હજો શુભસુખી અમ ઊર્ધ્વગામી" એવું ઇચ્છતો વાચક કવિની સાથે પ્રયાણ કરવા માંડે અને "આત્મન્ તૃષા" છીપવવા માટે "અમિત ભાર્ગવના ફુવારા" જ્યાં ઉડતા હોય ત્યાંના પન્થ લે, પણ તરતજ એને માલમ પડે કે "વિરાટ (?) પગલાં લેતા" અને "મૃગલાની ફાળે કૂદતા" કવિની ગતિ પોતાથી સમજી પણ શકાતી નથી અને એટલુંજ કહીને વિરામવું પડે કે "મારી છલંગ સખિ! સાગર એક કૂદ્યા" તો એવી સ્થિતિ કોણ ઇષ્ટ કહેશે? "સિન્ધુધ્વનિયુગલમધ્યજ મૌન," "સુખદુઃખસરિદ્યુગસંગમ" વગેરે સમાસો પણ એમજ ગભરાવી મૂકે તેવા છે. કવિતાના ભાવને અનુકૂળ છન્દ રચવા, પલટાતા ભાવનું નિદર્શન કરવા છન્દમાં ઘટતા ફેરફાર કરવા, કવિતાને યોગ્ય વિષયો પસંદ કરવા, મીઠાશભર્યા શબ્દો પ્રયોજવા—એ સઘળાંનો કાવ્યકળામાં સમાવેશ થાય છે. પણ એ વિષે વધારે વિવેચનની અગત્ય નથી. સૌથી વધારે યાદ રાખવા જેવું સૂત્ર એ છે કે "દરેક સુન્દર ચીજમાં નીતિનું તત્ત્વ સમાયલું છે." પ્રેમ અને શૌર્ય-એ કવિતાના ખાસ વિષય છે. શૌર્યની કવિતામાં વીર નર્મદ પ્રથમ પંક્તિમાં મૂકાયલો છે, અને હજી સુધી કોઈએ એનું એ પદ ખુંચાવી લીધું નથી. પ્રેમની કવિતામાં મોજ માણનાર કવિઓની સંખ્યા વધારે છે. પ્રેમની મીઠી લહેજતો, અને તેથી વધારે મીઠી પ્રેમની પીડાઓમાં, ઘણા કવિઓ મશગુલ રહ્યા છે. પણ ગમે તેવી પ્રૌઢ કવિતા પણ દાંપત્યનો પવિત્ર સ્નેહ છોડીને અન્ય દિશા તરફ વળવાની સહેજ પણ વૃત્તિ બતાવે કે તેની સાથેજ તે કવિતામાંની લગભગ સઘળીજ સુન્દરતા નષ્ટ નથી થતી શું?

## ગદ્યશૈલી

બાહ્ય સ્વરૂપને કવિતામાં જેટલું મહત્ત્વ અપાય છે તેટલું ગદ્યમાં નથી અપાતું. તોપણ ગદ્યમાં પણ શૈલી તરફ ઘણું લક્ષ આપવાનું છે. વિષય સારો ન હોય, વિચાર ઠરેલ ન હોય, શૈલી પ્રૌઢ ન હોય તો તેવો લેખ સાહિત્યના નામને યોગ્ય નથી. જુદા જુદા પ્રસંગ પ્રમાણે લેખન-પદ્ધતિમાં ફેરફાર માણસ કરે છે, પણ શૈલી એ વધારે સ્થાયી વસ્તુ છે. દરેક માણસની શૈલીનું અનુકરણ કોઈથી થઈ શકતું નથી. માત્ર અમુક લેખકોના લેખ વધારે વખત વાંચવામાં આવ્યાથી વાંચનારની વિચારપદ્ધતિ ઉપર તે તે લેખકોની છાપ પડે છે, અને તેને પરિણામે પોતાની જે શૈલી બન્ધાય છે તે મૂળ લેખકોની શૈલી જેવી લાગે છે. શરીર પરના વસ્ત્ર પેઠે ફાવે ત્યારે ખસેડી કે બદલી શકાય એવો શૈલીનો ધર્મ નથી. શૈલી એ શરીર પરની ચામડી માફક જીવન પર્યન્ત ટકી રહેનારી વસ્તુ છે.

## કવિતા અને સત્ય

ગદ્યમાં લખનારાઓ પોતાના વિચાર બુદ્ધિનીજ મદદથી કહેતા હોવાથી તેમાં અસત્યનો અંશ નથી, પણ કવિતા એ કલ્પનામાંથી નીકળતી હોવાથી સત્યની વિરોધી હોય છે એવું નથી. ઇતિહાસ, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, એ સઘળાંનું જે સત્યાન્વેષણનું કામ છે તેજ કવિનું છે. દુનિયાના બનેલા બનાવોમાંથી જે તત્ત્વો ઇતિહાસ શીખવે છે, ક્ષણિક પદાર્થો અને વૃત્તાન્તોની પાછળ છૂપાયલા જે સ્થાયી ભાવો તત્ત્વજ્ઞાન શોધે છે, અનેક પ્રયોગો કરીને

દ્રવ્યનાં જે ખરાં સ્વરૂપો સમજવાને માટે વિજ્ઞાન મથે છે તે તત્ત્વો, તે ભાવો, અને તે સ્વરૂપોને કવિ પોતાની કલ્પનાશક્તિથી વધારે સચેત કરીને સમજાવી શકે છે, અને એ રીતે પોતાની વિશાળ દૃષ્ટિથી, ઉંચી રસિકતાથી, તીવ્ર લાગણીથી એ ઉપર વધારે પ્રકાશ પાડે છે, અને એ સત્યોને વધારે મનોરંજક અને ગ્રાહ્ય બનાવે છે. તેટલાજ માટે કવિ એ પ્રકૃતિ અને પુરુષનાં ગૂઢ સ્વરૂપ સમજાવનારો કહેવાય છે, અને તેટલાજ માટે વર્ડ્ઝ્વર્થ જેવાએ કવિતાને "સઘળાં જ્ઞાનનો પ્રાણ અને સૂક્ષ્મતર તત્ત્વ" કહેલી છે. વિજ્ઞાન વસ્તુનું જડ સ્વરૂપજ વિચારે છે; વસ્તુમાં રહેલાં સુન્દરતાનાં પોષક તત્ત્વોનુંજ નહીં, પણ સઘળા અંશોનું પૃથક્કરણ કરે છે. કવિતા તેનો કવિહૃદય સાથનો તેમજ વિશ્વ સાથનો સમ્બન્ધ વિચારે છે. કવિની દૃષ્ટિ એ પ્રમાણે વિજ્ઞાન કરતાં એક રીતે વધારે વિશાળ છે. વિજ્ઞાન અને કવિતા વચ્ચે કંઈ વૈર નથી, પણ ઉલટો ઉપકાર્યોપકારક-ભાવ છે. સૃષ્ટ વસ્તુઓમાં કવિને પ્રથમ દર્શને જે ચમત્કાર લાગે છે, કવિહૃદયમાં જે સૌન્દર્યભાવના જાગે છે તે વિજ્ઞાનથી નષ્ટ થતી નથી, પણ વધારે ખીલે છે. જે આશ્ચર્યમાં એની કવિતાનું મૂળ છે તે આશ્ચર્ય લુપ્ત થતું નથી, પણ દ્વિગુણું બને છે. વિજ્ઞાન એવી રીતે કવિતા ઉપર ઉપકાર કરે છે, તો કવિતા તેનો બદલો વાળવા ચૂકતી નથી. જે વસ્તુઓની વિજ્ઞાન શોધ કરે છે તેનું સ્વરૂપ કવિતા સમજાવે છે, કલ્પનાથી રંગીને તે શોધો જન-હૃદયને પ્રિય થઈ પડે એમ કરે છે. કવિતામાં જે ઠેકાણે અસત્યનો ભાસ થાય છે ત્યાં અસત્ય નહીં પણ

વધારે ગંભીર સત્ય સમાયલું હોય છે. તોપણ શુષ્ક દૃષ્ટિથી તો અસત્યજ જણાય, તેથી કવિતાનું સત્ય બીજાં સત્યના કરતાં જુદીજ તરેહનું છે એમ કહેવું સામાન્ય બુદ્ધિને વધારે સુગમ થઈ પડશે. કેટલાક વખત ઉપર, "વસંત"માંજ "અસત્યભાવારોપણ" એ મથાળા નીચે રા. નરસિંહરાવ ભોળાનાથનો વિદ્વત્તાભર્યો લેખ પ્રસિદ્ધ થયો હતો. તેમાં આત્મલક્ષી અને પરલક્ષી કાવ્યોને છૂટાં પાડીને કેવે કેવે પ્રસંગે ભાવારોપ થાય છે અને કઈ રીતે એ દોષમાંથી બચી જવાય છે તે વિષે કેટલાંક ઉદાહરણો આપીને વિવેચન કીધું છે. કુસુમમાળાના એક નાનકડા પણ સુન્દર કાવ્યમાંથી ઉદાહરણ આપતાં તે નીચે પ્રમાણે લખે છે:—

"વિધવાનો વિલાપ" એ કાવ્યમાં વિધવા પોતાની બાળકીને સંબોધીને કહે છે:—

"જો આ અનિલ કૂંળો કર તુજ પર ફેરવે,
ચંદા ચૂમે તુજને પૂરા પ્રેમથી;
હાલેડાં ગાય નદી મુજથી મીઠે રવે"

પવનનું સહજ વાવું, ચંદાનાં કિરણોનો અકારણ સ્પર્શ, નદીનો સ્વાભાવિક નાદ—એ સર્વ આ બાળકીના ઉપરજ અનુરાગથી સહેતુક કૃતિયો જાણે હોય એમ સ્વૈચ્છિક આરોપ વિધવા આ ઠેકાણે કરે છે. હામાં શુષ્ક દૃષ્ટિયે તો અસત્યપણું હોઇ, અસત્ય ભાવારોપણ જેવું લાગે છે. પરંતુ મનુષ્ય સ્વભાવનુંજ એક સ્વરૂપ કવિ પોતે પરોક્ષ રહીને આલેખે છે, પોતાની લાગણીની છાયા નથી પાડતો, તેથી

કવિત્વદોષ તો નથીજ થતો, પરંતુ અસત્યપણાનો અંશ પણ ખસવા માંડે છે. જગત્‌થી કંટાળેલી, જગત્‌ના લોકો તરફથી અનુકમ્પાની પણ આશા ન રાખનારી વિધવા સ્વાભાવિક રીત્યે પ્રકૃતિનાં કોમળ સ્વરૂપોમાં પોતાની તરફ સમભાવ જુવે છે, અને તે વૃત્તિને પરિણામે તદનુકૂળ વૃત્તિનો આરોપ કરે છે; આ કારણથી આ ભાવારોપણ અસત્યપણાના દોષમાંથી બચે છે."

પોતાનાજ કાવ્યની ત્રણ લીટીઓ પર કવિએ કરેલા આટલા વિવેચનથી "શુષ્ક સત્યદૃષ્ટિ" અને "કવિની દૃષ્ટિ" એમાં શો ફેર છે તે આપણે અત્યારની આપણી જરૂર પૂરતું સમજી શકીશું. વધારે વિસ્તારને માટે તો મૂળ લેખજ જોવો જરૂરનો છે. રા. નરસિંહરાવનું આ કાવ્ય કેટલાંક વર્ષ પર રચાયલું છે; બીજું એક ઉદાહરણ કેટલાક મહીના પર રચાયલા—થોડા વખત પરજ "વસન્ત"માં પ્રસિદ્ધ થયેલા—"વિરાગિણીની વીણા" એ નામના કાવ્યમાંથી લઈશું. વિરાગિણી પોતાની સહસા મૂક થયેલી વીણાને સમ્બોધી કહે છેઃ—

(હરિગીત)

"હા! એમ ગા તું, મધુરી! ગા તું, હૃદય તું મુજ ઠારતી,  
રહે જીવતી યુગ યુગ નિરન્તર પૂર્ણ યૌવન ધારતી;  
જો! આપણે જઈ ચન્દ્ર વસશું, ગાય ત્યાંહિં અબાધ તું,  
ત્હાં ચન્દ્ર તુજ તન્ત્રી વિશે ભરશે અમી સુખ સાધતું."

ચન્દ્રમાં નિવાસ, અબાધિત ગાન, ચન્દ્ર તારી તન્ત્રીમાં અમી ભરશે,—એ સઘળી કલ્પનામાં શુષ્ક દૃષ્ટિએ અસત્યજ

છે. લાગણીનો વેગ અત્યન્ત હોઇને બુદ્ધિની મર્યાદા ઉલ્લંઘી જવાય ત્યારે એવા ચિત્તક્ષોભની દશામાં વિકાર ભરેલી દૃષ્ટિથી આવાં ચિત્ર ચીતરાય એ સ્વાભાવિક છે, પણ તેથી એ અસત્ય તે સત્ય થતું નથી. કવિ એવી ચિત્તક્ષોભની દશા પામે એ તેની કવિતામાં ન્યૂનતા છે, અને આ કાવ્ય જો આત્મલક્ષી હોત–પોતાના ભાવનું કથન થયું હોત–તો તે અસત્યભાવારોપના દોષમાંથી બચી શકત નહીં. પરંતુ કવિએ આ શબ્દો એક પાત્રના મુખમાં મૂકેલા છે.

"નિષ્ઠુર જગ અપવાદ ને, ક્રૂરા જગના ન્યાય"

—થી કંટાળેલી, દુઃખમાં ડુબેલી, એકલી પડેલી, વિરાગિણીને સુખ દુઃખમાં ભાગ લેનાર, આશ્વાસન આપનાર, જગત્‌ની પીડાઓ ભૂલાવનાર, બાળપણની મીઠી સખી વીણા સિવાય બીજું કોણ હતું? સંસારથી વિરાગિણી બનેલી સુન્દરી વીણાની રાગિણી બની હતી, તેના રસમય ઝીણા સૂર એને આનન્દ આપતા હતા.

"મર્દી એ આઘાત સહુ, વળગીને તુજ કંઠ,
તુજ હૃદયે હું, મુજ હૃદય તું, એમ રચી સુખબન્ધ
રૂડી રસરેલ રચીશું."

—એમ તે ઇચ્છતી હતી. સૌન્દર્યની ભાવના એનામાંથી નષ્ટ થઈ ન્હોતી. અમૃતરસ ઝરતા ચન્દ્રની સુન્દરતા એ જોઈ શકે અને ચાહી શકે એમાં નવાઈ જેવું નથી. દુઃખમાં દીલાસો આપનાર, પ્રેમ રાખનાર, જગત્‌ની નિષ્ઠુરતા વીસરાવનાર પોતાની પ્રિય સખી વીણાને મૌન ધરી રાખતી

જોઇને એ વિકારવશ ચિત્ત કોમળ ચન્દ્રની સાથે પોતાનો અને પોતાની સખીનો નિવાસ થાય, અને ચન્દ્રનું અમી પોતાની સખીના ઉપયોગમાં આવે, વળી ત્યાંનું ગાન આમ ફરીથી બાધિત થાય નહીં એવી કલ્પના કરે એમાં શી નવાઈ? વિરાગિણીના ક્ષોભ પામેલા હૃદયના ભાવનું કથન આમ સંપૂર્ણ સત્યથી ભરેલું છે. જાણે એ પ્રાર્થના સંભળાઈ હોય તેમ વીણા પોતાનું મૌન તજી દે છે અને "વાગી વીણા" એ શબ્દોથી કવિતા આગળ વધે છે:—

(મન્દાક્રાન્તા)

"વાગી વીણા, જળ થિર થયું, વ્યોમમાં ઇન્દુ થોભ્યો,
ધીરો ધીરો અનિલ સુણતો જો! ઉભો ગાનલોભ્યો;
ને ઊંડું ત્યહાં સકળ થળ જે ગૂઢ ચૈતન્ય વ્યાપ્યું,
સંગીતે તે ઝળહળી રહ્યું,—શાન્તિનું રાજ્ય થાપ્યું."

વીણાનો નાદ, પ્રકૃતિની સુન્દરતા અને સંગીત માટેની અનુકૂળતા, પ્રકૃતિ ઉપર સંગીતની ગૂઢ અસર, સર્વત્ર પ્રસરેલી શાન્તિ—એ સઘળાંનું તાદૃશ ચિત્ર ખડું કર્યું છે. અને સરિતાના જળમાં, આકાશના ઇન્દુમાં, ધીરા ધીરા અનિલમાં ચેતનવત્ ભાવ અર્પીને બહારના—શુષ્ક દૃષ્ટિને દેખાતા અસત્યથી પ્રકૃતિના અંતઃસ્વરૂપનું ભાન કરાવવાનો સફળ પ્રયત્ન થયો છે. વીણાનો નાદ આપણે સાંભળતા નથી; નદીના પાણીની, આકાશના ચન્દ્રની, ધીરા પવનની

છે. લાગણીનો વેગ અત્યન્ત હોઇને બુદ્ધિની મર્યાદા ઉલ્લંઘી જવાય ત્યારે એવા ચિત્તક્ષોભની દશામાં વિકાર ભરેલી દષ્ટિથી આવાં ચિત્ર ચીતરાય એ સ્વાભાવિક છે, પણ તેથી એ અસત્ય તે સત્ય થતું નથી. કવિ એવી ચિત્તક્ષોભની દશા પામે એ તેની કવિતામાં ન્યૂનતા છે, અને આ કાવ્ય જો આત્મલક્ષી હોત–પોતાના ભાવનું કથન થયું હોત–તો તે અસત્યભાવારોપના દોષમાંથી બચી શકત નહીં. પરંતુ કવિએ આ શબ્દો એક પાત્રના મુખમાં મૂકેલા છે.

"નિષ્ઠુર જગ અપવાદ ને, ક્રૂર જગના ન્યાય"

—થી કંટાળેલી, દુઃખમાં ડુબેલી, એકલી પડેલી, વિરાગિણીને સુખ દુઃખમાં ભાગ લેનાર, આશ્વાસન આપનાર, જગત્‌ની પીડાઓ ભૂલાવનાર, બાળપણની મીઠી સખી વીણા સિવાય બીજું કોણ હતું? સંસારથી વિરાગિણી બનેલી સુન્દરી વીણાની રાગિણી બની હતી, તેના રસમય ઝીણા સૂર એને આનન્દ આપતા હતા.

"મર્દી એ આઘાત સહુ, વળગીને તુજ કંઠ,
તુજ હૃદયે હું, મુજ હૃદય તું, એમ રચી સુખબન્ધ
રૂડી રસરેલ રચીશું."

—એમ તે ઇચ્છતી હતી. સૌન્દર્યની ભાવના એનામાંથી નષ્ટ થઈ ન્હોતી. અમૃતરસ ઝરતા ચન્દ્રની સુન્દરતા એ જોઈ શકે અને ચાહી શકે એમાં નવાઈ જેવું નથી. દુઃખમાં દીલાસો આપનાર, પ્રેમ રાખનાર, જગત્‌ની નિષ્ઠુરતા વીસરાવનાર પોતાની પ્રિય સખી વીણાને મૌન ધરી રાખતી

જોઈને એ વિકારવશ ચિત્ત કોમળ ચન્દ્રની સાથે પોતાનો અને પોતાની સખીનો નિવાસ થાય, અને ચન્દ્રનું અમી પોતાની સખીના ઉપયોગમાં આવે, વળી ત્યાંનું ગાન આમ ફરીથી બાધિત થાય નહીં એવી કલ્પના કરે એમાં શી નવાઈ? વિરાગિણીના ક્ષોભ પામેલા હૃદયના ભાવનું કથન આમ સંપૂર્ણ સત્યથી ભરેલું છે. જાણે એ પ્રાર્થના સંભળાઈ હોય તેમ વીણા પોતાનું મૌન તજી દે છે અને "વાગી વીણા" એ શબ્દોથી કવિતા આગળ વધે છે:—

(મન્દાક્રાન્તા)

"વાગી વીણા, જળ થિર થયું, વ્યોમમાં ઇન્દુ થોભ્યો,
ધીરો ધીરો અનિલ સુણતો જો! ઉભો ગાનલોભ્યો;
ને ઊંડું ત્યહાં સકળ થળ જે ગૂઢ ચૈતન્ય વ્યાપ્યું,
સંગીતે તે ઝળહળી રહ્યું,—શાન્તિનું રાજ્ય થાપ્યું."

વીણાનો નાદ, પ્રકૃતિની સુન્દરતા અને સંગીત માટેની અનુકૂળતા, પ્રકૃતિ ઉપર સંગીતની ગૂઢ અસર, સર્વત્ર પ્રસરેલી શાન્તિ—એ સઘળાંનું તાદૃશ ચિત્ર ખડું કર્યું છે. અને સરિતાના જળમાં, આકાશના ઇન્દુમાં, ધીરા ધીરા અનિલમાં ચેતનવત્ ભાવ અર્પીને બહારના—શુષ્ક દૃષ્ટિને દેખાતા અસત્યથી પ્રકૃતિના અંતઃસ્વરૂપનું ભાન કરાવવાનો સફળ પ્રયત્ન થયો છે. વીણાનો નાદ આપણે સાંભળતા નથી; નદીના પાણીની, આકાશના ચન્દ્રની, ધીરા પવનની

આપણને અદેખાઈ કરવાનીજ રહે છે; વીણાના નાદથી વિરાગિણીને થયેલો આનન્દ અને સંતોષ આપણાથી છૂપોજ રહે છે; અને શાન્તિના રાજ્યમાં આપણને અધિકાર મળતો નથી;–એ અસંતોષનાં મજબૂત કારણો હોવા છતાં એ અસંતોષજ આપણને આનન્દ આપે છે. "Heard melodies are sweet, but those unheard are sweeter" એ કીટ્સના વચનમાં એનો ખુલાસો હશે શું? થિર, થળ અને થાપ્યું એવા પ્રયોગથી કવિતાના સૌન્દર્યમાં વધઘટ થાય છે કે નહીં એ શંકાનું સમાધાન મેળવવાની, અથવા મંદાક્રાન્તા છન્દના ઉપયોગની એ કૃતિ ઉપર શી અસર થઈ છે એ વિચારવાની અપેક્ષા રાખ્યા વિના હૃદય એ કવિતાના રસમાં તણાયું જાય છે.

### કવિતાનો પ્રદેશ

પ્રાકૃત જનો ભલે કવિતાને નિન્દો! કવિતા એ નવરાનો ધંધો છે અને આળસુનો આનન્દ છે એમ કહીને ભલે એની અવગણના કરો! પ્લેટો જેવા તત્ત્વજ્ઞાનીઓ પોતાના મનોરાજ્યમાંથી ભલે એને દેશનિકાલ કરો! પણ કવિતા માણસના હૃદયમાં રહેલી છે, અને જ્યાં સુધી માણસનું હૃદય રહેશે ત્યાં સુધી કવિતા પણ રહેશે. એનો પ્રદેશ નિઃસીમ છે. પ્રકૃતિ કે પુરુષની કંઈ સુન્દરતા એના

પ્રદેશમાં નથી આવતી? સઘળી વિદ્યાઓ અને સઘળાં શાસ્ત્રો એનાં સહાયક છે; સઘળી વિદ્યાઓમાં અને સઘળાં શાસ્ત્રોમાં એ નવું બળ અર્પે છે, નવું ચૈતન્ય પ્રકટાવે છે. એનાથી મળતો આનન્દ કોણ વર્ણવી શકશે? આ દુઃખભર્યાં સંસારમાં એવો કોણ સુખી હશે કે જે એના આનન્દ વિના ચલાવી શકે? એનો આનન્દ ન મેળવી શકે એવા શુષ્ક હૃદયને આ સંસારમાં કઈ વસ્તુ આનન્દ આપવાની હતી? પણ આનન્દ આપવો એ સાહિત્યનો, કે તેના ઉત્તમાંગ કવિતાનો, એકલો ઉપયોગ નથી. હૃદયને કોમળ બનાવવું, લાગણીઓ વધારે તીક્ષ્ણ કરવી, ઉન્નત ભાવનાઓ જગવવી, પ્રૌઢ વિચારો આણવા, ઉચ્ચ આદર્શ મૂકવા—એ સઘળું સાહિત્યનું કામ છે. કોણ એને નિરુપયોગી કહેશે?

### કાર્ડિનલ ન્યૂમૅન

"જો શબ્દોથી હૃદયના ગૂઢ ભેદો ખોલાતા હોય, આત્માનું દુઃખ નિવારાતું હોય, છૂપી વેદના મટાડાતી હોય, દીલસોજી અપાતી હોય, બોધ દેવાતો હોય, અનુભવ નોંધાતો હોય, અને ડહાપણ કાયમનું કરાતું હોય; જો મોટા લેખકોથી જે ઘણા અને છૂટા છૂટા છે તેની વચ્ચે ઐક્ય સધાતું હોય, પ્રજાકીય સ્વભાવ બંધાતો હોય, સમાજ બોલી શકતો હોય, ભૂત અને ભવિષ્ય, પૂર્વ અને પશ્ચિમ વચ્ચે વ્યવહાર જોડાતો હોય; ટુંકામાં એવા માણસો જો

મનુષ્યકુટુમ્બના અગ્રણી વકતા અને ઋષિઓ હોય, તો સાહિત્યને તુચ્છ વસ્તુ જેવી ગણવી અને એના અભ્યાસ વિષે બેદરકાર રહેવું એ ચાલશે નહીં, પણ આપણે નક્કી સમજવું કે જેટલે દરજ્જે આપણે એ સાહિત્ય ગમે તે ભાષામાં પણ સંપૂર્ણ રીતે શીખીશું અને એના તત્ત્વમાં ઉતરીશું તેટલે દરજ્જે આપણે પણ થોડા કે ઘણા, પ્રસિદ્ધિમાં આવેલા કે અપ્રસિદ્ધ રહેલા, આપણી સાથે સમ્બન્ધથી જોડાયલા, અને આપણી અસર જેના ઉપર થઈ શકે એવા બીજાઓને પણ એવા લાભ આપીશું."*

(વસંત, માઘ તથા ફાલ્ગુન, સંવત ૧૯૬૫).

* કાર્ડિનલ ન્યૂમેન.

" બગીચો આ અમારો શો સુભગ સૌન્દર્યવાળો છે !
" સુગન્ધીદાર ને સારો મને અત્યન્ત વ્હાલો છે."

આ દીવાળીના દિવસ છે. પહેલી ચોપડીનો પહેલો પાઠ શીખનારાં બાળકો પણ એ દિવસને ઉદ્દેશીને ગાય છે કે

" દીવાળીના દિવસમાં ઘર ઘર દીવા થાય;
" ફટાકડા ફડ ફડ ફુટે, બાળક બહુ હરખાય."

પણ એ હરખ એકલાં બાળકોનોજ નથી. નાનાં-મોટાં, સ્ત્રી પુરુષ, સર્વ કોઈના હૃદયમાં એ દિવસોએ હર્ષ વ્યાપી રહે છે. વસ્ત્રાભૂષણ સજીને કંઈક અભિમાન સાથે આમ તેમ કૂદતા છોકરાઓ જુઓ ! નૂપુરના ઝંકાર કરતી, ઘુઘરીવાળા ચણીઆના ગણગણાટ સાથે લટક મટક ચાલતી હરખાતી નાની નાની છોકરીઓ જુઓ !

રંગબેરંગી સાડીઓ પહેરીને પિયરથી સાસરે જતી અને સાસરેથી પિયર જતી યુવતિઓની પ્રફુલ્લ મુખમુદ્રા નિહાળો ! ભદ્રકાળી માતાનાં દર્શન કરવા જતાં કે પ્રાર્થના–સમાજમન્દિર તરફ વળતાં જુદાં જુદાં મનુષ્યો તરફ નજર કરો ! ઉમંગથી સાસરે જમવા જતા નાનકડા જમાઈરાજ તરફ દૃષ્ટિ ફેંકો ! ગાંડુંઘેલું, વગરસમજ્યું લવતી અત્યન્ત બાળક કન્યાને સાંભળો અને તે કુતૂહલથી સાંભળનારાં વૃદ્ધોનાં હસતાં મ્હોં તરફ નજર કરો ! કામની ધમાધમમાં પણ એકાન્ત શોધતાં નવપરિણીત દંપતીની વિશ્રંભકથાઓ તરફ લક્ષ ફેરવો ! ક્યાં આનન્દ નથી ? મનુષ્યનો મોટામાં મોટો આનન્દ તે દીવાળીના આનન્દ સાથે સરખાવાય છે. તમે કોઈ મોટી પરીક્ષામાં પસાર થયા હો, તમને કોઈ સારી નોકરી મળી હોય, તમને કંઈ વેપારમાં લાભ થયો હોય, તમારે ત્યાં કોઈ સારો પ્રસંગ હોય તો તેનો આનન્દ "દીવાળીના જેવો" ગણાય છે. એ રૂડા દિવસો તે શ્રમ લેવાના દિવસો નથી, પણ હમેશાંના શ્રમથી મુક્ત થઈને, રોજનું ગદ્ધાવૈતરું છોડી દઈને, નિત્યની મગજમારી ખસેડી નાંખીને, વિશ્રાન્તિ લેવાના, આનન્દમાં રહેવાના, મઝાહ મારવાના, મોજ ઉડાવવાના દિવસો છે. એવા દિવસોએ ફિલસુફીના મહાસિદ્ધાન્તો તમારી આગળ મૂકું કે સાહિત્યવિષયક ગહન પ્રશ્નોની તમારી આગળ ચર્ચા ઉઠાવું તો તે અપ્રાસંગિક, અણઘટતું, અને અવિવેકભર્યુંજ કહેવાય. આજે તમારી આગળ તેમ કરવાનો મારો હેતુ નથી. માત્ર

એક સુન્દર અને સુગન્ધીદાર બગીચા તરફ તમારૂં લક્ષ ખેંચીનેજ હું આજે સંતોષ માનીશ.

એ બગીચાથી વધારે સુન્દર, સુગન્ધીદાર, રમણીય, અને ચિત્તાકર્ષક એવાજ બીજા ઘણા બગીચાઓ છે તે બગીચાઓમાં ફરવા હરવાની છૂટ આપણે લઈશું, તેમાંનાં સુગન્ધીદાર પુષ્પોની સુવાસ આપણે ઝીલીશું, તેમાંનાં રંગબેરંગી પક્ષીઓનું મધુર સંગીત આપણે સાંભળીશું, તેમાંના ચિત્રવિચિત્ર ફુવારાઓ આપણે જોઈશું, અને તે સર્વ ઉપર નજર રાખનારાઓ—"અવલોકનકારો"—ની પાસેથી આપણી અવલોકનશક્તિને ખીલવતાં પણ શીખીશું; પણ તે સાથે એટલું પણ ધ્યાનમાં રાખીશું કે આપણો પોતાનો બગીચો તે આ છે અને એનેજ વિષે આપણે સ્વત્વનું અભિમાન રાખી શકીએ એમ છે. આજે આપણે એ બગીચામાંજ મ્હાલીશું. આપણે એ બગીચાની શોભા વધારવામાંજ પ્રયત્નશીલ બનીશું.

એ બગીચો નાનકડો છે, છતાં સુન્દર છે, રમણીય છે, આપણામાં અભિમાન ઉપજાવે એવો છે, આપણે જોતાં ધરાઈએ નહીં એવો છે. આપણે એ બગીચાની સુન્દરતામાંજ આનન્દ માનીશું. પણ એની સઘળી સુન્દરતા એક્કી વખતે બારીક નજરથી નિહાળવાનું બની શકે એમ નથી. બની શકે એમ હોય તોપણ આજે તેમ કરવાનો મારે કે તમારે કોઈને અવકાશ નથી. આજે તો માત્ર દૂરથીજ એ બગીચા તરફ તમારૂં લક્ષ ખેંચીને હું સન્તોષ માનીશ.

પણ એ " સાહિત્યનો બગીચો " ઓળખાવતાં પહેલાં "સાહિત્ય" એટલે શું? તે વિષે બે બોલ કહેવાની જરૂર છે. સામાન્ય રીતે તો 'સાહિત્ય એટલે શું?' તે આપણે સારી રીતે સમજીએ છીએ. નરસિંહ મહેતો અને મીરાંબાઈની, પ્રેમાનન્દ અને દયારામની, નર્મદાશંકર અને દલપતરામની કવિતાઓ તરફ નજર કરતાંવાર આપણુને લાગે છે કે એ કાવ્યકુસુમો તે સાહિત્યના બગીચાને શોભાવનારાં છે. પ્રેમાનન્દની કૃતિઓ સમજવાનો પ્રયત્ન કરીએ છિયે, અને આપણુને લાગે છે કે આપણે સાહિત્યના એક અનન્ય ભક્ત અને દૃઢ સેવકની કૃતિ ઉકેલીએ છીએ. સ્વ. ગોવર્ધનરામભાઈનું 'સરસ્વતીચંદ્ર' વાંચતાં પણ આપણુને એવોજ અનુભવ થાય છે. એ જુદા જુદા પ્રસંગ ઉપર આપણે કોઈને પૂછવા નથી જતા કે 'ભાઈ! સાહિત્ય એટલે શું?' એવા કોઈ પુસ્તકને જોતાં ને વાર આપણે કહીએ છીએ કે 'આ સાહિત્યનું પુસ્તક છે.' પણ દરેક વખતે એવો નિર્ણય એટલી સહેલાઈથી થઈ શકતો નથી. આપણા આધુનિક 'સાહિત્ય' તરફજ નજર કરો! સૌથી સહેલું કામ કવિતા લખવાનું થઈ પડયું છે. મારા તમારા જેવા સર્વ કોઈ કવિતા બનાવી જાણે છે. માસિક તેમજ દૈનિક પત્રોમાં અનેક કવિતાઓ છપાય છે. એ સઘળી કવિતાઓ ખરાબ હોય છે એમ હું કહેવા નથી માંગતો. એમાંની કેટલીક લગાર સારી પણ હોય છે. કેવળ અનુપ્રાસ લાવવા તરફ જેમાં લક્ષ રહ્યું હોય એવી કવિતાઓમાં—સર્વત્ર નવીનતાનું તત્ત્વ દાખલ કરવામાંજ કવિની પ્રતિભા 'ઝળકી' રહેતી હોય એવી કવિતાઓમાં, અર્થહીન કે ક્લિષ્ટાર્થવાળી પંક્તિઓના મહાસંગ્રહમાં પણ કોઈ કોઈ મૂલ્યવાન

વિચાર મધુર વાણીમાં મૂકાયલો આપણને જડી આવે છે. એવી રીતની કવિતાઓ અંગ્રેજી માસિક તથા દૈનિક પત્રોમાં પણ અનેક આવે છે, અને તેમાં કંઈ બાધ જેવું જણાતું નથી, એટલુંજ નહીં પણ એ પ્રમાણે થવું કંઈક જરૂરનું લાગે છે. વિદ્વત્તા ને અભ્યાસના બળ વડે કવિતા બનાવતાં શીખેલા 'કવિ'ઓની કૃતિ ઉત્તમ નથી હોતી, તોપણ સાહિત્યમાં તેને સ્થાન મળે એવી કવચિત્ હોય છે. એવી કવિતાના બનાવનારાઓને પણ થોડાં ઘણાં ઉત્તેજનની જરૂર છે. એવાઓની પ્રથમ કૃતિઓ તો નિષ્ફળજ જાય એ સ્વાભાવિક છે. છતાં કવિતાના પ્રદેશમાં વિચરવાનો પ્રયત્ન કરનારા ઉત્સાહી લેખકને કંઈક ઉત્તેજન મળે અને સહેજસાજ ખુબીવાળી કવિતા તદ્દન અપ્રસિદ્ધિના અન્ધકારમાં દબાયલી ન રહે એ અતિ આવશ્યક છે. પણ એટલેથીજ અટકતું નથી. એક બે કવિતા એવી રીતે પ્રકટ થઈ, તે લગાર વખણાઇ, એટલે તેનો રચનાર પોતે કંઈ 'કવિ' છે એમ સમજે છે, અને તેમાં એવી ને એવીજ, બલ્કે એથી પણ ઉતરતી, અનેક કવિતાઓનો ઉમેરો કરીને એક કાવ્યસંગ્રહ પ્રકટ કરે છે, અને મિત્રોની–એની કવિતા સિવાય બીજા કોઈ કવિની એક પણ પંક્તિ જેમણે કદાચ ન વાંચી હોય એવા મિત્રોની–પ્રશંસા સાંભળીને હરખાતો લેખક પોતાના મનમાં વિચાર કરે છે કે "ખરેખર! હવે ગુર્જર સાહિત્યમાં કોઇ નવા સૂર્યનોજ ઉદય થયો છે." સમાજમાં વાચનનો શોખ જેમ જેમ વધતો જાય તેમ તેમ એવા કવિઓ, નાટકકારો, નવલકથાકારો, અને લેખકોની સંખ્યા વધતી જાય છે, અને એ સર્વની રચેલી ચિત્ર-

વિચિત્ર રચનાઓમાંથી 'સાહિત્ય'ના નામને શોભે એવી કૃતિ કઈ તેનો નિર્ણય કરવાનું કામ અઘરૂં થઈ પડે છે. સાહિત્યના બગીચામાં ફરવા આવનારાઓની સંખ્યા જેમ વધતી જાય તેમ તેના સંગ્રહસ્થાનમાં દાખલ થવાને માટે અનેક સારી નઠારી વસ્તુઓ આવતી જાય. તેમાંથી કોને એ બગીચામાં દાખલ કરવી અને કોને ન કરવી એ પ્રશ્નનું સમાધાન કરવાને માટે ચોક્કસ અભિપ્રાય–મૈત્રી કે શત્રુતાના ભાવથી, સ્વાર્થથી કે દંભથી ઘડાયલા અભિપ્રાય નહીં, પણ નિષ્પક્ષપાતપણા સાથે સહૃદયતા અને વિદ્વત્તાની ગુણસામગ્રી વડે બંધાયલા પાક્કા અનુભવવાળા અને દીર્ઘ-દૃષ્ટિવાળા અભિપ્રાય–ની ખાસ જરૂર પડે છે. સમાજની સ્થિતિ સારી હોય, આસપાસનું વાતાવરણ શાન્ત અને સ્વચ્છ હોય, દેશમાં વિવિધ પ્રકારનાં સુખ અને વૈભવોનો પવન વાઈ રહ્યો હોય ત્યારે એ પવનની અસર સાહિત્યના બગીચામાં પણ થાય છે, અને એ બગીચાની રમણીયતામાં ઓર વધારો થાય છે. એ રમણીયતામાં ક્ષતિકર અંશો પ્રવેશ થવા ન પામે એ સાહિત્યના બગીચાની દેખરેખ રાખનારા–'અવલોકન' કરનારા મંડળનું ખાસ કર્તવ્ય છે.

એ કર્તવ્ય બજાવવાને સાહિત્યનું ખાસ લક્ષણ જાણવાની આવશ્યકતા છે. વિદ્વાનોએ સાહિત્યનાં લક્ષણ ઘણાં જુદાં જુદાં આપ્યાં છે. પણ વિદ્વાનોની વિદ્વત્તાભરેલી વાતો સાંભળવાનો આજે આપણને અવકાશ પણ નથી અને વૃત્તિ પણ નથી, તેથી વિદ્વાનોને કોરે મૂકીને આપણી સામાન્ય બુદ્ધિને જે કંઈ વિચાર સૂઝે તેનાથીજ આપણે સંતોષ માનીશું.

•

"સાહિત્ય એ શું છે?" એ પ્રશ્નનો ચોક્કસ શબ્દોમાં જવાબ આપવાની પ્રથમ જરૂર મને થોડાં વર્ષ ઉપર એમ. એ. ની પરીક્ષાનો નિબન્ધ લખતી વખતે જણાઇ. માણસ એ બુદ્ધિમાન્ પ્રાણી કહેવાય છે, પણ એ બુદ્ધિનો એ કેટલો થોડો ઉપયોગ કરે છે! સાહિત્યનાં અનેક પુસ્તકો વાંચીને સાહિત્યની પરીક્ષામાં બેસનાર વિદ્યાર્થીને 'સાહિત્ય એ શું છે?' એ પ્રશ્નનો ચોક્કસ નિર્ણય કરવાનું અગાઉ બીલકુલ સૂઝેલું નહીં!! કંઈક ગુંચવણ પછી સાહિત્યનું જે ખાસ લક્ષણ મને તે વખતે સૂઝયું તે એ હતું કે "જેમાં શૈલી ઉપર ખાસ લક્ષ આપવામાં આવ્યું હોય તે સાહિત્ય". ત્યાર પછી આપણા પર રાજ્ય કરતી પ્રજાના સમર્થ પંડિતો જહૉન મોરલી અને બીજાઓના એ વિષેના અભિપ્રાય મારા વાંચવામાં આવ્યા છે, છતાં વસ્તુગત ભેદના અભાવને લીધે મને સ્વતંત્ર રીતે પ્રથમ સૂઝેલા લક્ષણ તરફ મારો પક્ષપાત કાયમ રહ્યો છે. એ લક્ષણથી હું સ્વતઃ-સન્તુષ્ટ થયો છું, તો વાચકોને પણ સન્તુષ્ટ કરી શકીશ એવી મને ઉમેદ છે.

ડી કિવન્સિએ સાહિત્યના બે વિભાગ પાડ્યા છે, જ્ઞાનનું સાહિત્ય (literature of knowledge) અને બળનું સાહિત્ય (literature of power). એકમાં અમુક વસ્તુનું જ્ઞાન આપવા તરફ વિશેષ લક્ષ આપવામાં આવે છે, ત્યારે બીજામાં શૈલી તરફ વિશેષ લક્ષ આપવામાં આવે છે. દાખલા તરીકે, ઈતિહાસ જેવાં પુસ્તકોનો મુખ્ય ઉદ્દેશ અમુક વૃત્તાન્ત કહેવાનો-રાજ્યબંધારણ, સામાજિક સ્થિતિ, લડાઈઓ, મહાપુરુષોનાં જીવનચરિત્રો વગેરેનો ખ્યાલ

આપવાનો–હોય છે, ત્યારે કાવ્યો, નાટકો વગેરેનો ઉદ્દેશ મોટે ભાગે શૈલીના બળ વડે મનુષ્યના જીવનને આનન્દ આપીને તેને ઉચ્ચતર સ્થિતિમાં લઈ જવાનો હોય છે. આ 'જ્ઞાનનું સાહિત્ય' અને 'બળનું સાહિત્ય' એ બેની વચ્ચેનો ભેદ ઘણો સહેતુક અને ઉપયોગી છે, પણ તે પરથી એમ સમજવાનું નથી કે બેમાંથી એકમાં પણ શૈલી તરફ બીલકુલ લક્ષ આપ્યા વિના ચાલે એમ છે. શૈલી તરફ જેમાં બીલકુલ લક્ષ ન અપાયું હોય તે સાહિત્ય કહેવાયજ નહીં, પછી તે ગદ્યમાં હોય કે પદ્યમાં હોય, નવલકથા હોય કે જીવનચરિત્ર હોય, ઈતિહાસ હોય કે ગ્રન્થવિવેચન હોય.

એ શૈલી તે કંઈ મનુષ્યના વિચારોને પહેરાવવાનો શણગાર નથી, પણ એ વિચારો જે વાણીમાં પ્રકટ થાય છે તેને અમુક વિશિષ્ટ સ્વરૂપ આપનારૂં સ્વાભાવિક તત્ત્વ છે. મનુષ્યના અંગ પર પહેરાતા વસ્ત્ર કે શણગારના કરતાં મનુષ્યની સાથે મરણપર્યન્ત ન છૂટે એવા સમ્બન્ધથી જોડાયલા દેહની સાથે એની સરખામણી કરવામાં વધારે વાસ્તવિકતા છે. વસ્ત્રાભૂષણ ફાવે ત્યારે પહેરાય છે અને ફાવે ત્યારે કાઢી નંખાય છે, પણ શૈલી તો હમેશાં મનુષ્યની સાથેજ રહે છે. વસ્ત્રાભૂષણ જુદી જુદી ફેશનનાં કરાવાય છે અને તેમાં ચાહીએ તેવો ફેરફાર થઈ શકે છે, પણ શૈલી તો હમેશાં એકસરખીજ રહે છે. મનુષ્યના જન્મથી તે મરણપર્યન્ત જેમ તેનો દેહ તેની સાથેજ રહે છે અને તેનાથી છૂટો પડી શકતો નથી તેમ દરેક લેખકની શૈલી પણ હમેશાં તેની સાથેજ રહે છે અને તેનાથી છૂટી પાડી શકાતી નથી. જેમ મનુષ્યના દેહમાં

કાળે કરીને ફેરફાર થતા હોવા છતાં તેના દેહ ઉપરથી મનુષ્યને આપણે તરત ઓળખી શકીએ છીએ તેમ શૈલીમાં પણ ઝીણા ઝીણા ફેરફાર થતા હોવા છતાં તેની વિલક્ષણતા કાયમ રહે છે અને તે તે શૈલી જોતાં ને વાર આપણે તરત ઓળખી શકીએ છિયે કે આ શૈલી ફલાણાની છે. જેઓની શૈલી ઘડાયલી હોય છે તેવા લેખકોની તે શૈલીમાં કાળે કરીને ઝાઝો ફેર પડતો નથી. લેખનપદ્ધતિમાં ફેરફાર થાય, એકજ મનુષ્ય જુદી જુદી લેખનપદ્ધતિ જુદે જુદે પ્રસંગે સ્વીકારે, પણ તેની શૈલી,—વિચાર, લાગણી, કલ્પના વગેરે તત્ત્વોથી તેના લેખને મળેલું વિશિષ્ટ સ્વરૂપ—તે તો હમેશાં લગભગ એકસરખુંજ રહે છે. આજ કારણથી કેટલીક ઉંચી પરિક્ષાઓમાં વિદ્યાર્થીઓની આગળ પ્રતિષ્ઠિત લેખકોની કૃતિમાંથી અક્કેક બબ્બે વાક્ય લઈને મૂકવામાં આવે છે અને તેની શૈલી પરથી તે વાક્ય કયા લેખકનું છે તેનું અનુમાન કરવાનું કામ તેમને સોંપવામાં આવે છે. કેટલીક વાર એવું પણ બને છે કે એ વાક્યો પરિચિત હોવાથી વિદ્યાર્થી પોતાની સ્મરણશક્તિ વડે કહી શકે છે કે આ વાક્ય ફલાણા લેખકે ફલાણે ઠેકાણે વાપર્યું છે, પણ મારા ધારવા પ્રમાણે પરીક્ષકનો હેતુ તો એજ હોય છે (અથવા હોવો જોઈએ) કે સાહિત્યના સારા અભ્યાસથી પ્રતિષ્ઠિત લેખકોની શૈલી તરત ઓળખી કાઢતાં એને કેટલું આવડ્યું તે તપાસવું. ભવભૂતિના ઉત્તરરામચરિતમાં જેવી રીતે સીતા દેવી જાતે અદૃશ્ય હોવા છતાં તેમના સ્પર્શમાત્રથી શ્રી રામચંદ્રજીની ખાત્રી થઈ હતી કે “આ સ્પર્શ તો મારી સીતાનોજ છે” તેવી રીતે સાહિત્યપ્રેમી

અભ્યાસક પણ પોતાની પ્રીતિનું પાત્ર બનેલા લેખકનું એકાદ વાક્ય વાંચતાંની સાથેજ કહી શકે છે કે "આ વાક્ય તો આજ લેખકનું છે." કૃષ્ણદાસ કવિને એક કાવ્ય રચતાં જ્યારે ગુંચવણ પડી ત્યારે ભક્તવત્સલ શ્રીકૃષ્ણ ભગવાન તેની વ્હારે ધાયા અને તેની કવિતામાં જે ખૂટતું હતું તે છેલ્લું પદ પોતે જાતે બનાવી આપ્યું. એ કવિતા ભક્ત કવિ સુરદાસને વાંચી સંભળાવવામાં આવતાં તેણે તરત પારખી કાઢયું કે "છેલ્લું પદ તો મારા વહાલા વ્રજનાથનુંજ બનાવેલું છે." મહાત્મા સુરદાસને શ્રીકૃષ્ણના હૃદયનું એવું તો સારૂં જ્ઞાન હતું, એમના સ્વભાવનો એવો તો સારો પરિચય હતો કે તે પરથી એમની શૈલી પણ એ તરત ઓળખી શકયા. એ વાર્તામાં સત્યાંશ શું છે એ તપાસવું અહીં જરૂરનું નથી. પણ એથી એટલું તો સ્પષ્ટ સૂચિત થાય છે કે દરેક વ્યક્તિની શૈલી તેના સ્વભાવાનુસાર ઘડાય છે. અંગ્રેજીમાં કહેવત છે તે પ્રમાણે "The style shows the man", શૈલી પરથી મનુષ્યસ્વભાવ જણાઈ આવે છે. જેમ દરેક મનુષ્યનો સ્વભાવ અને તેની આકૃતિ જુદી જુદી હોય છે તેમ દરેક લેખકની શૈલી પણ જુદી જુદી હોય છે. એકનો સમગ્ર સ્વભાવ બીજામાં ઉતરી શકતો નથી, એકનું રૂપ બીજાથી લઈ લેવાતું નથી, તેવીજ રીતે એક લેખકની શૈલી પણ બીજાથી ચોરી લેવાતી નથી. અમુક શબ્દો ચોરી લેવાય, "આત્મલક્ષી," "પરલક્ષી," "સર્વાનુભવરસિક," "પ્રગતિમાન્," "બીજનો ઉદ્ભેદ," "કલાવિધાન" વગેરે શબ્દો ગોખી રાખીને તેનો ઉપયોગ કરાય, વાક્યરચનાનું પણ જરા જરા અનુકરણ થાય, પણ

તેથી મૂળ લેખકની શૈલીમાં જે ખુબી હોય તે નકલ કરનારની કૃતિમાં કદી પણ આવી શકે નહીં. મનુષ્યની શૈલી તેના સ્વભાવ પ્રમાણે ઘડાય છે. જેવી રીતે તેને વિચાર કરવાની ટેવ હોય છે તેવી રીતે તે પોતાના વિચારને વાણી દ્વારા પ્રકટ કરે છે. જેની શૈલી ઘડાયલી ન હોય એવા લેખકો બીજાનાં પુસ્તકો વાંચીને તેમાં વપરાયલા શબ્દો, તેની વાક્યરચના વગેરેનો અભ્યાસ કરે છે, અને તે સઘળાનું અનુકરણ કરવા જાય છે. પણ એવી રીતે લખાયલા લેખોમાં બીલકુલ જુસ્સો આવી શકતો નથી અને તેની કૃત્રિમતા સ્પષ્ટ જણાઈ આવે છે. જેની શૈલી ઘડાયલી હોય તેને એવો પ્રયાસ કરવો પડતો નથી, પણ તેના વિચારો પોતાને અનુકૂળ આવે એવું સ્વરૂપ પોતાની મેળેજ લઈ લે છે. બે લેખકોની શૈલીમાં ઘણી વાર મળતાપણું જણાય છે એ ખરૂં, પણ એ મળતાપણાનું ખરૂં કારણ એ જણાય છે કે એક લેખકનાં પુસ્તકો ફરી ફરીને વાંચવામાં આવ્યાથી તે લેખકની વિચારપદ્ધતિની સબળ સત્તા હેઠળ બીજો લેખક આવે છે, તેથી તેની વિચારપદ્ધતિ મૂળ લેખકના જેવી થાય છે, અને પરિણામે શૈલીમાં પણ મળતાપણું જણાય છે. એ પ્રમાણે પ્રત્યેક શૈલી–જેમાં સ્વાભાવિકતાનો અતિ આવશ્યક ગુણ હોય તેવી પ્રત્યેક શૈલી–તે તે લેખકની વિશિષ્ટ વિચારપદ્ધતિથીજ ઉદ્ભવ પામે છે, અન્યની શૈલીનાં તુચ્છ અનુકરણ માત્રથી નહીં.

સાહિત્યનું ખાસ લક્ષણ શૈલી છે એ આપણે જોયું. એને લીધેજ સાહિત્યનો ગ્રન્થ ક્ષણવારનાજ ઉપયોગનો

પણ સારાં કાવ્યને માટે તે ઉપરાંત બીજાં કેટલાંક તત્ત્વોની પણ જરૂર છે. કવિતામાં કલ્પના હોવી જોઈએ, વાણીનું બળ હોવું જોઈએ વગેરે વગેરે. એ વિષે વિસ્તારની જરૂર નથી, પણ એટલું લક્ષમાં રાખવું જરૂરનું છે કે કલ્પના તે માત્ર કાવ્યરચનાનું એક સાધનજ છે. કવિતાનું મૂળ સ્થાન તો હૃદયમાં રહેલું છે, અને હૃદયની પ્રબળ લાગણીનું વાણીના રૂપમાં પ્રકટ થવું એ કવિતા છે, પછી તેને હૃદયનો ઊભરો કહો, કે આત્માનો આવિર્ભાવ કહો, કે ભાવનો સતત પ્રવાહ કહો, કે બીજું કોઈ નવું નામ આપો.

કેવળ વર્ણનાત્મક કવિતાઓ ભાગ્યેજ ઉત્તમ કવિતાની પંક્તિમાં આવી શકે છે. જેમાં લાગણીનું તત્ત્વ વધારે હોય તે કવિતાજ વધારે પ્રિય લાગે છે. રા. નરસિંહરાવનાં "ફુલની સાથે રમત" અને "મધ્યરાત્રિયે કોયલ," સ્વ. કલાપીનાં "મ્હારૂં કબૂતર" અને "એક આગિયાને"—એ કુદરતનાં કાવ્યો વખણાય છે તેનું કારણજ એ કે તેમાં લાગણીનું તત્ત્વ વધારે છે. જેમાં લાગણી ઉપરાંત ઉન્નત વિચારો હોય તે તેથી પણ વધારે વખણાય છે. રા. નરસિંહરાવનું "ઘુવડ" એ એવાં કાવ્યનો નમૂનો છે. મીઠી "કોકિલા"ની જે કવિતા એજ ધોરણ પ્રમાણે રા. નરસિંહરાવે બનાવી છે તેના કરતાં ગુરુની પેઠે ઉપદેશ કરતા ઘુવડને ઘુરકતો સાંભળીને, શાન્ત એકાન્તમાં હૃદયને પીડતા વિચારોની માળામાં 'કદી નહીં' કહીને ભંગ પાડતો એને જોઈને વધારે આનન્દ થાય છે. પણ એ સઘળાં કાવ્યો કરતાં વીરચરિત કાવ્યો અને નાટકોની ખુબી તો

શકે અને બહુ બહુ તો "ફુલડાં" અને "ચન્દ્રી" જેવા શબ્દપ્રયોગ સામું ટીકા કરી જાણે. છતાં એ "ફુલડાં કટોરી"નું કાવ્ય સરળ નથી એમ કોઈથી પણ કહેવાશે નહીં. રા. કાન્તનાં "વસન્તવિજય" અને "મેમાનને વિનંતિ" એ કાવ્યોની સરલતા વિષે પણ કંઈ સંશય રહેતો નથી. એ કાવ્યો સમજવા માટે રા. નરસિંહરાવની "ભાવનાસૃષ્ટિ" વિષે જોઈએ છે તેવી કવિ તરફથી લાંબા ટિપ્પણની જરૂર પડતી નથી, તેમજ અન્ય લેખકને હાથે એના ઉપર વિસ્તૃત ટીકા અર્થબોધને માટે અનાવશ્યક છે. કલાપીની કવિતા તો સરલતાની બાબતમાં ખાસ કરીને નમૂના રૂપ છે. એ કવિતામાં સ્નેહ છે, એ કવિતામાં લાગણી છે, એ કવિતામાં ઉન્નત વિચારો છે, એ કવિતામાં કલ્પના છે, છતાં જો સરલતા ન હોત તો રા. સાગર અથવા રા. અતિસુખશંકર એની કવિતામાં બતાવાયલી છે તેના કરતાં દશ ઘણી ખુબીઓ બતાવત તોપણ સાહિત્યમાં કદી એને ઉચું સ્થાન મળી શકત નહીં. રા. ચંદ્રશંકરનું "મ્હોટું મન" અને "એક મનોદશા" સુન્દર લાગે છે, એમની "ન્હાનકડી નણંદ" પણ ઘણી વહાલી લાગે છે, અને રા. નર્મદાશંકરની "કુમારિકા" પણ ઘણી મધુર જણાય છે, તેનું મોટું કારણ તેની સરલતા છે. એ સરલતાના તત્ત્વ પર જોઈએ તેવું લક્ષ ન અપાવવાને લીધેજ હાલના કવિઓની અનેક રચનાઓ નિષ્ફળ જાય છે.

સ્નેહ, સંગીત, સરલતા, સ્વાભાવિકતા–એ ચાર સત્ત્વ વિનાની કૃતિઓ તો કાવ્યના નામનેજ અયોગ્ય છે,

પણ સારાં કાવ્યને માટે તે ઉપરાંત બીજાં કેટલાંક તત્ત્વોની પણ જરૂર છે. કવિતામાં કલ્પના હોવી જોઈએ, વાણીનું બળ હોવું જોઈએ વગેરે વગેરે. એ વિષે વિસ્તારની જરૂર નથી, પણ એટલું લક્ષમાં રાખવું જરૂરનું છે કે કલ્પના તે માત્ર કાવ્યરચનાનું એક સાધનજ છે. કવિતાનું મૂળ સ્થાન તો હૃદયમાં રહેલું છે, અને હૃદયની પ્રબળ લાગણીનું વાણીના રૂપમાં પ્રકટ થવું એ કવિતા છે, પછી તેને હૃદયનો ઊભરો કહો, કે આત્માનો આવિર્ભાવ કહો, કે ભાવનો સતત પ્રવાહ કહો, કે બીજું કોઈ નવું નામ આપો.

કેવળ વર્ણનાત્મક કવિતાઓ ભાગ્યેજ ઉત્તમ કવિતાની પંક્તિમાં આવી શકે છે. જેમાં લાગણીનું તત્ત્વ વધારે હોય તે કવિતાજ વધારે પ્રિય લાગે છે. રા. નરસિંહરાવનાં "ફુલની સાથે રમત" અને "મધ્યરાત્રિયે કોયલ," સ્વ. કલાપીનાં "મ્હારૂં કબૂતર" અને "એક આગિયાને"—એ કુદરતનાં કાવ્યો વખણાય છે તેનું કારણજ એ કે તેમાં લાગણીનું તત્ત્વ વધારે છે. જેમાં લાગણી ઉપરાંત ઉન્નત વિચારો હોય તે તેથી પણ વધારે વખણાય છે. રા. નરસિંહરાવનું "ઘુવડ" એ એવાં કાવ્યનો નમૂનો છે. મીઠી "કોકિલા"ની જે કવિતા એજ ધોરણ પ્રમાણે રા. નરસિંહરાવે બનાવી છે તેના કરતાં ગુરુની પેઠે ઉપદેશ કરતા ઘુવડને ઘુરકતો સાંભળીને, શાન્ત એકાન્તમાં હૃદયને પીડતા વિચારોની માળામાં 'કદી નહીં' કહીને ભંગ પાડતો એને જોઈને વધારે આનન્દ થાય છે. પણ એ સઘળાં કાવ્યો કરતાં વીરચરિત કાવ્યો અને નાટકોની ખુબી તો

ઓરજ છે. હોમર અને વાલ્મીકિ જેવા, કાલિદાસ અને ભવભૂતિ જેવા સમર્થ કવિઓ સાંપ્રત કાળમાં કોઈ થયા નથી, અને કદી થશે તો ક્યારે થશે એ કલ્પી શકાતું નથી. એ મહાન્ કવિઓની કૃતિમાં રહેલી અનેક પ્રકારની અદ્ભુત ખુબીઓ જોતાં આપણા સાહિત્યની હાલની સ્થિતિ વિષે અસંતોષ કોને નહીં થાય? એ અસંતોષ દૂર થવાને હજી અનેક વર્ષોની વાર છે. હાલમાં તો અપ્રાપ્ય વસ્તુને માટે ખોટા ધમપછાડા મારવા છોડીને કવિતા સિવાયનાં પણ ઉપર જણાવેલાં સાહિત્યનાં અનેક અંગોને બલવન્તાં કરવાનો આપણે પ્રયત્ન કરીશું તો તેથી આપણે વધારે સંગીન કામ કરીશું અને વધારે ઉપયોગી સેવા બજાવી શકીશું. ભાષાન્તર કરવાથી આપણી આબરૂ કમી થવાની નથી કે આપણી સર્ગશક્તિ જતી રહેવાની નથી. ગદ્યમાં લખવાથી આપણી લાગણી ક્ષીણ થવાની નથી કે આપણી કલ્પના નષ્ટ થવાની નથી. જીવનચરિત્રો કે આત્મકથાઓ લખવાથી આપણી સમૃદ્ધિ નાશ પામવાની નથી કે આપણી કીર્તિ કરમાઈ જવાની નથી. સંગીન કૃત્ય એજ જરૂરનું છે, અને ઉત્સાહ, ઉમંગ અને ઉદ્યોગ એ એનાં સાધન છે.

(વસન્ત, ભાદ્રપદ તથા આશ્વિન, સંવત ૧૯૬૫, કાર્તિક, માર્ગશીર્ષ તથા પોષ, સંવત ૧૯૬૬)

તેમજ હલકા વૈતરાઓની પણ જરૂર છે. એ વૈતરાઓનું કામ ટોપલીઓ ઉપાડવાનુંજ હશે, તેઓને બહુ અક્કલ વાપરવાની જરૂર નહીં પડતી હોય, પણ એ વૈતરાં વગર આપણને ચાલે એમજ ન હોય તો એ વૈતરાંની આપણે નિન્દા શા માટે કરવી? એ વૈતરાંના કામને આપણે હલકું શા માટે ગણવું?

"સાહિત્યના વૈતરાઓ"

આ સ્થળે "ભાષાન્તરકાર"ને આપણે "સાહિત્યના વૈતરાઓ" એ નામ આપ્યું. એ નામથી ભાષાન્તરકારના કાર્યમાં જે અથાગ પરિશ્રમની જરૂર પડે છે તે ઘણી આબાદ રીતે સૂચવાય છે, અને એવો પરિશ્રમ થોડો ઘણો પણ જેને લેવો પડ્યો હોય તેવા લેખકને એ નામ તરફ કંઈક પક્ષપાત રહે તો તેમાં કંઈ પણ અસ્વાભાવિક નથી. પણ એ ઉપરાંત કંઈક વિશેષ અર્થ પણ એ નામમાં સમાયો હોય એવો આભાસ થાય છે. "ભાષાન્તરકાર"ના વ્યાપારમાં બુદ્ધિનો ઝાઝો વ્યય કરવો પડતો નથી, પરિશ્રમ લેવાની શક્તિ ઉપરાંત બીજી કંઈ વધારે આવડતની એ વ્યાપારમાં જરૂર પડતી નથી, અને તેથી એ વ્યાપાર ઘણો હલકો છે એવું પણ એ નામથી આડકતરી રીતે સૂચવાય છે. આ અર્થમાં "ભાષાન્તરકાર"ને "સાહિત્યના વૈતરાઓ"નું નામ આપવું વાસ્તવિક છે ખરૂં? વૈતરાઓના કામમાં પણ બુદ્ધિનો વ્યય કરવાની જરૂર પડે છે, એ કામ કરનારાઓમાં પણ ઓછા બુદ્ધિમાન્ અને વધારે બુદ્ધિમાન્ એવા ભેદ પાડવામાં આવે છે, અને કુશળ કારીગરો હમેશાં વધારે

બુદ્ધિમાન્ વૈતરાઓનેજ પોતાની સાથે રાખવાનું પસંદ કરે છે એ વાત આપણે બાજુ ઉપર મૂકીશું અને વૈતરાઓના કામને સાધારણ રીતે ગણાય છે તે પ્રમાણે આપણે હલકુંજ ગણીશું તો ફરીથી પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે "ભાષાન્તર-કાર"નું કામ પણ એવુંજ હલકું છે એવું આપણાથી કહી ખરૂં ?

ષાન્તરકારનું ગૌરવ

હું એ પ્રશ્નનો સાફ નકારમાં જવાબ આપવાની મત કરૂં છું. મૂળ ગ્રન્થકારના ભાવને પૂરેપૂરો સમજવો, ના હાર્દને આપણા અન્તરમાં ઉતારવું, તેના હૃદયની પણા હૃદય સાથે એકતા સાધવી, અને તેના વિચારોને ાપણી રાંકડી ગુર્જર ગિરામાં એટલાજ બળ સાથે મૂકવા કામનો જેને અનુભવ ન હોય તે ભલે ભાષાન્તરકર્ત્તાનું મ હલકું ગણે ! એ કામ કરવામાં જે સૂક્ષ્મ પરીક્ષણશક્તિ, ઉંચા પ્રકારની રસિકતા, જે સમર્થ વાક્પ્રભુતાની રૂર છે તેનો જેઓને કંઈ પણ ખ્યાલ છે તે તો એ ામને કદી પણ હલકું ગણશે નહીં. "શકુન્તલા" અથવા વેક્રમોર્વશીય"ના, "ઉત્તરરામચરિત" અથવા "માલતી-ાધવ"ના, "મૃચ્છકટિક" અથવા "મુદ્રારાક્ષસ"ના જે ખુબીદાર ભાષાન્તરગ્રન્થો અત્યાર સુધીમાં રચાયા હોય ાથવા હવે પછી રચાવાના હોય તેને આજ કાલની "ઓરિજિનૅલિટિ"નો વ્યર્થ દાવો કરનારી શુષ્ક અને ઢીંગડિયા રચનાઓની સાથે સરખાવવા એ કેવલ હાસ્ય-જનકજ છે. એવી સ્વતંત્ર રચનાઓમાં કલ્પનાનો પ્રભાવ

લેશ પણ નથી હોતો, અને એવી રચનાઓના રચનારમાં અને ભાષાન્તરકર્ત્તામાં ફેર માત્ર એટલોજ હોય છે કે એ રચનાઓનો રચનાર પોતે જે જે પુસ્તકમાંથી અમુક અમુક વસ્તુઓ લીધી હોય તે તે પુસ્તક વિષે આપણને અજ્ઞાત રાખે છે ત્યારે ભાષાન્તરકર્ત્તા પોતાના ભાષાન્તરનો વિષય બનેલા પુસ્તકનો પ્રામાણિકપણે સ્વીકાર કરે છે અને તે એકજ પુસ્તકને ખરેખરી એકનિષ્ઠાથી સેવે છે—'ઓરિજિનૅલિટિ'વાળી રચનાઓના રચનારે જુદાં જુદાં પુસ્તકોમાંથી થોડું થોડું લઈને પોતાની 'સ્વતંત્ર' (!!!) બનાવટ બનાવી હોય છે ત્યારે ભાષાન્તરકર્ત્તા ઘણુંખરૂં એકજ પુસ્તકને વળગી રહ્યો હોય છે. એ સિવાય, ખરેખરી પ્રતિભાના તેજથી અંકિત થયેલાં કેટલાં સ્વતંત્ર પુસ્તકો આપણા સાહિત્યમાં લખાયાં? કલ્પનાના ઉચ્ચતર પ્રદેશોમાં રસભર્યો વિહાર કરી શકે એવી સમર્થ વ્યક્તિઓ પણ આપણા ગુજરાતમાં હાલ કેટલી છે? વસ્તુસ્થિતિ જ્યાં આ પ્રમાણે હોય ત્યાં તો આપણે ખુલ્લા મનથી કબૂલ કરવું જોઈએ કે સ્વતંત્ર રચનાઓ રચવાનો ખોટો ફાંકો રાખવો તેના કરતાં અન્ય ભાષાઓના સુન્દર ગ્રન્થોને આપણી ભાષામાં ઉતારીને આપણી સાહિત્યસમૃદ્ધિ વધારવાનો પ્રયત્ન કરવો એજ વધારે આબરૂદાર અને એજ વધારે પ્રામાણિક છે.

### ભાષાન્તરના કાર્યની મુશ્કેલીઓ

વિવેક, ઝીણવટ, રસિકતા વગેરે જે જે ગુણોની એક સમર્થ વિવેચક થવાને માટે જરૂર પડે છે તે સર્વની એક

ભાષાન્તરકર્ત્તાને પણ જરૂર પડે છે, એટલુંજ નહીં પણ ભાષાન્તરકર્ત્તાને વિવેચકના કરતાં પણ એ ગુણોની વિશેષ જરૂર પડે છે. વિવેચક પોતાના વિવેચનનો વિષય બનેલા ગ્રન્થની તુલના કરતી વખતે મૂળ ગ્રન્થના જુદા જુદા વિભાગોની એકેક-એક ખુબીઓ નિહાળવાના કાર્યમાં કંઈક દુર્લક્ષ રાખે તો તે નભ્યું જાય, પણ ભાષાન્તરકર્ત્તાએ તો પોતે જે ગ્રન્થનું ભાષાન્તર કરતો હોય તેના દરેકે દરેક વાક્યમાં વિચાર તેમજ વાણીની જે જે ખુબીઓ રહી હોય તે પૂરેપૂરી સમજવી જોઈએ. ત્યાર વગર એ ખુબીઓ એનાથી પોતાના ગ્રન્થમાં ઉતારી શકાયજ નહીં. એક સુન્દર ચિત્ર હોય તેની ખુબી અવલોકનારો રસિક પુરુષ સમગ્ર સ્વરૂપના સામટા દર્શનથી પોતાનાં નયન ઉપર જે અસર થાય તેને આધારે પોતાનો અભિપ્રાય આપી શકે; પણ એ ચિત્રને લઈને તેના ઉપરથી એક એવુંજ સુન્દર ચિત્ર ચીતરવાનું કામ જે કોઈ માથે લે તેને તો સમગ્ર રચનાની સુન્દરતા ઉપરાંત દરેક છૂટા છૂટા અવયવની શોભા તરફ પણ કાળજીપૂર્વક જોવુંજ પડે; તેજ પ્રમાણે વિવેચક અમુક ગ્રન્થથી પોતાના ઉપર થયેલી સામટી અસરને આધારે તે ગ્રન્થના સારા નરસાપણા વિષે છટાદાર વિવેચન કરી શકે, પણ ભાષાન્તરકર્ત્તાને તો આખા ગ્રન્થને સુરૂપતા અથવા વિરૂપતા અર્પનારા છૂટક છૂટક અંશોનું પણ સૂક્ષ્મ દૃષ્ટિથી નિરીક્ષણ કરવુંજ પડે. તે સિવાય એનાથી મૂળની શોભા સચવાઈ રહે એવું, અસલના ગ્રન્થનું રમણીય પ્રતિબિમ્બ પડે એવું ભાષાન્તર થઇ શકેજ નહીં. હજી આટલેથી બસ થતું નથી. મૂળ ગ્રન્થની ઝીણામાં ઝીણી વિચારરેખાઓની

સુન્દરતા નિહાળ્યા પછી, મૂળ ગ્રન્થની નાનામાં નાની પદરચનાનું લાલિત્ય નિહાળ્યા પછી એ સુન્દરતા અને એ લાલિત્યને અન્ય ભાષામાં ઉતારવાની ગંભીર જવાબદારી ભાષાન્તરકર્ત્તાના શિર ઉપર રહે છે. એ જવાબદારી કેટલી મોટી છે! "શબ્દશઃ ભાષાન્તર" કરવાની જેઓ વાતો કરે છે તેમને હું પૂછીશ કે "શબ્દશઃ ભાષાન્તર" કોનાથી થયાં? અંગ્રેજી ભાષાની તો વાક્યરચનાજ જુદા પ્રકારની છે એટલે એ ભાષામાં લખાયલાં વાક્યોમાંથી શબ્દેશબ્દ છૂટા છૂટા લઈને તે તે અર્થના શબ્દો (જે શોધવાને માટે પણ ભાષાન્તરકાર પાસે શબ્દોનો સારો ભંડોળ તો હોવો જોઈએ એટલું કબૂલ કર્યા વગર ચાલે એમ નથી) ગોઠવી દેવામાં આવે તો એવા પ્રકારની રચના કંઈ શોભાયુક્ત તો નજ દેખાય! ત્યારે સંસ્કૃત ભાષા લઈએ. તેમાં પણ

"लोलोल्लोलक्षुभितकरुणोज्जृम्भणस्तंभनार्थम"

એવી પંક્તિઓનું "શબ્દશઃ ભાષાન્તર" તમે કેવી રીતે કરશો? લાંબા વખત સુધી જેમને વિચાર કરવો પડતો હોય, મૂળ ગ્રન્થકારના વિચાર જેમને પોતાના હૃદયમાં ઠસાવવા પડતા હોય, અને મૂળની શોભા સચવાઇ રહે અથવા તો કંઈક નવી ખુબી આણી શકાય એવી રીતે એ વિચારોને આપણી ગુર્જર ભાષામાં મૂકવાનો જેમને પ્રયત્ન કરવો પડતો હોય તેઓનેજ "શબ્દશઃ ભાષાન્તર" કરવાની અશક્યતાનો ખ્યાલ આવી શકે. એવી ગુંગળામણનો મીઠો અનુભવ જેમને મળતો હોય તેમના સ્વાભાવિક

ઉદ્‌ગારજ એ છે કે “રે! શબ્દશઃ ભાષાન્તર થતાં હોત તો કેવું સારૂં!”

## ભાષાન્તરના કાર્યની ઉપયોગિતા

આ પ્રમાણે ભાષાન્તરના કાર્યની મુશ્કેલીનો કંઈક ખ્યાલ આપ્યા પછી એ કાર્યની ઉપયોગિતા વિષે બે બોલ બોલવાની હું રજા લઈશ. એ વિષે વધારે વિસ્તારની જરૂર નથી, કારણ કે જો આપણા સાહિત્યમાં ઘણા સારા ગ્રન્થો ન હોય, જો એવા સ્વતંત્ર અને પ્રતિભાવાળા ગ્રન્થો રચવા જેટલું સામર્થ્ય હાલ આપણામાં જણાતું ન હોય અને જો બીજી ભાષાઓમાં એવા ગ્રન્થો અસ્તિત્વ ધરાવતા હોય તો આપણા સાહિત્યને સમૃદ્ધ કરવાનો એકજ માર્ગ છે, અને તે એ છે કે સારી સ્વતંત્ર રચના રચવાની શક્તિ આપણામાં આવે ત્યાં સુધી એ કામ આપણે મુલ્તવી રાખવું અને બીજી ભાષાઓમાં જે સારા ગ્રન્થો હોય તેનો લાભ ભાષાન્તર અથવા અનુવાદ કરીને આપણા વાચકોને આપણે આપવો. આપણી ભાષાને ખીલવવાના કાર્યમાં જેને કંઈ પણ ઉત્સાહ હશે, મૂળ ગ્રન્થની ખુબીઓ આપણી ભાષામાં ઉતારવાને જોઈતો શ્રમ લેવામાં આવે છે ત્યારે તે સફળ નીવડે છે કે નહીં એ જાણવાનું જેને કુતૂહલ હશે તે સર્વને એ ભાષાન્તર અથવા અનુવાદ ઉપયોગી થઈ પડશે, પછી તે અંગ્રેજી કે સંસ્કૃત ભાષાના જાણકાર હોય કે ન હોય. ભાષાન્તરકર્ત્તાને પોતાને પણ એથી લાભ થશે, કારણ કે અન્ય ભાષાઓના ઉત્તમ ગ્રન્થોનું અનુકરણ કરીને તેમાં પોતાની સ્વતંત્ર કલ્પનાનું બળ ઉમેરવા જેટલી એનામાં

સુન્દરતા નિહાળ્યા પછી, મૂળ ગ્રન્થની નાનામાં નાની પદરચનાનું લાલિત્ય નિહાળ્યા પછી એ સુન્દરતા અને એ લાલિત્યને અન્ય ભાષામાં ઉતારવાની ગંભીર જવાબદારી ભાષાન્તરકર્ત્તાના શિર ઉપર રહે છે. એ જવાબદારી કેટલી મોટી છે! "શબ્દશઃ ભાષાન્તર" કરવાની જેઓ વાતો કરે છે તેમને હું પૂછીશ કે "શબ્દશઃ ભાષાન્તર" કોનાથી થયાં? અંગ્રેજી ભાષાની તો વાક્યરચનાજ જુદા પ્રકારની છે એટલે એ ભાષામાં લખાયલાં વાકયોમાંથી શબ્દેશબ્દ છૂટા છૂટા લઈને તે તે અર્થના શબ્દો (જે શોધવાને માટે પણ ભાષાન્તરકાર પાસે શબ્દોનો સારો ભંડોળ તો હોવો જોઈએ એટલું કબૂલ કર્યા વગર ચાલે એમ નથી) ગોઠવી દેવામાં આવે તો એવા પ્રકારની રચના કંઈ શોભાયુક્ત તો નજ દેખાય! ત્યારે સંસ્કૃત ભાષા લઈએ. તેમાં પણ

"लोलोल्लोलक्षुभितकरुणोज्जृम्भणस्तंभनार्थम्"

એવી પંક્તિઓનું "શબ્દશઃ ભાષાન્તર" તમે કેવી રીતે કરશો? લાંબા વખત સુધી જેમને વિચાર કરવો પડતો હોય, મૂળ ગ્રન્થકારના વિચાર જેમને પોતાના હૃદયમાં ઠસાવવા પડતા હોય, અને મૂળની શોભા સચવાઈ રહે અથવા તો કંઈક નવી ખુબી આણી શકાય એવી રીતે એ વિચારોને આપણી ગુર્જર ભાષામાં મૂકવાનો જેમને પ્રયત્ન કરવો પડતો હોય તેઓનેજ "શબ્દશઃ ભાષાન્તર" કરવાની અશક્યતાનો ખ્યાલ આવી શકે. એવી ગુંગળામણનો મીઠો અનુભવ જેમને મળતો હોય તેમના સ્વાભાવિક

ઉદ્ગારજ એ છે કે "રે! શબ્દશઃ ભાષાન્તર થતાં હોત તો કેવું સારૂં!"

## ભાષાન્તરના કાર્યની ઉપયોગિતા

આ પ્રમાણે ભાષાન્તરના કાર્યની મુશ્કેલીનો કંઈક ખ્યાલ આપ્યા પછી એ કાર્યની ઉપયોગિતા વિષે બે બોલ બોલવાની હું રજા લઈશ. એ વિષે વધારે વિસ્તારની જરૂર નથી, કારણ કે જો આપણા સાહિત્યમાં ઘણા સારા ગ્રન્થો ન હોય, જો એવા સ્વતંત્ર અને પ્રતિભાવાળા ગ્રન્થો રચવા જેટલું સામર્થ્ય હાલ આપણામાં જણાતું ન હોય અને જો બીજી ભાષાઓમાં એવા ગ્રન્થો અસ્તિત્વ ધરાવતા હોય તો આપણા સાહિત્યને સમૃદ્ધ કરવાનો એકજ માર્ગ છે, અને તે એ છે કે સારી સ્વતંત્ર રચના રચવાની શક્તિ આપણામાં આવે ત્યાં સુધી એ કામ આપણે મુલ્તવી રાખવું અને બીજી ભાષાઓમાં જે સારા ગ્રન્થો હોય તેનો લાભ ભાષાન્તર અથવા અનુવાદ કરીને આપણા વાચકોને આપણે આપવો. આપણી ભાષાને ખીલવવાના કાર્યમાં જેને કંઇ પણ ઉત્સાહ હશે, મૂળ ગ્રન્થની ખુબીઓ આપણી ભાષામાં ઉતારવાને જોઇતો શ્રમ લેવામાં આવે છે ત્યારે તે સફળ નીવડે છે કે નહીં એ જાણવાનું જેને કુતૂહલ હશે તે સર્વને એ ભાષાન્તર અથવા અનુવાદ ઉપયોગી થઈ પડશે, પછી તે અંગ્રેજી કે સંસ્કૃત ભાષાના જાણકાર હોય કે ન હોય. ભાષાન્તરકર્ત્તાને પોતાને પણ એથી લાભ થશે, કારણ કે અન્ય ભાષાઓના ઉત્તમ ગ્રન્થોનું અનુકરણ કરીને તેમાં પોતાની સ્વતંત્ર કલ્પનાનું બળ ઉમેરવા જેટલી એનામાં

જો શક્તિ હશે તો તે એના ભાષાન્તર અથવા અનુવાદના વ્યાપ રથી ખીલી નીકળશે.

### કેવાં પુસ્તકોનાં ભાષાન્તર થવાં જોઈએ

આ પ્રમાણે ભાષાન્તરોની ઉપયોગિતા વિષે બે મત હોવાનો સંભવ નથી, ત્યારે કેવાં પુસ્તકોનાં ભાષાન્તર થવાં જોઇએ એજ પ્રશ્ન વિચારવાનો આપણને રહે છે. અને એ પ્રશ્ન સૌથી વધારે અગત્યનો છે; કારણ કે એ પ્રશ્નના ઉત્તર ઉપરજ ભાષાન્તરકારની પ્રવૃત્તિની સફળતા કે નિષ્ફળતાનો આધાર છે. એ પ્રશ્નની યોગ્ય ચર્ચાને માટે અન્ય ભાષાના સાહિત્યગ્રન્થોને આપણે મુખ્ય બે વિભાગમાં વહેંચી નાંખીશું:—

(૧) શુદ્ધ સાહિત્યના ગ્રન્થો, અને

(૨) કેવળ માહિતી આપનારા ગ્રન્થો.

### (૧) શુદ્ધ સાહિત્યના ગ્રન્થો

### (અ) એકદેશી અને સર્વદેશી

(૧) શુદ્ધ સાહિત્યના ગ્રન્થો બે પ્રકારના હોય છે. કેટલાક અમુક દેશકાળને માટેજ ઉપયોગના હોય છે અને કેટલાક સર્વ દેશમાં અને સર્વ કાળમાં મૂલ્યવાન્ ગણાય એવા હોય છે. ડ્રાઈડનનું "Absalom and Achitophel," પોપનું "The Dunciad" એ ગ્રન્થો જોકે અત્યારે પણ કેટલાક વાચકો ઘણી હોંશથી વાંચે છે, તોપણ પ્રધાનપણે અમુક સમયની વ્યક્તિઓ ઉપર આક્ષેપ કરવો એટલોજ એ ગ્રન્થોનો હેતુ હોવાથી એને આપણે પ્રથમના વિભાગમાંજ મૂકી શકીશું; અને

એવા ગ્રન્થોના ભાષાન્તરની ગુજરાતી સાહિત્યમાં ઝાઝી જરૂર નથી એવું આપણે કહીશું તો તે ખોટું કહેવાશે નહીં. કાલિદાસ અને શેક્સ્પિયર જેવાની રચનાઓ એનાથી તદ્દન જુદાજ પ્રકારની છે. એ રચનાઓને દેશકાળનાં બંધનો કદી નડતાં નથી. એ રચનાઓમાં સઘળી પ્રજાઓને રસ પડે છે. એ રચનાઓ ગમે તે કાળમાં પણ આનન્દ આપનારી જણાય છે. કાલિદાસની "શકુન્તલા" થી ગેથેને કેટલો આનન્દ થયો હતો! "ઉપનિષદો" ના સિદ્ધાન્તોથી શૉપનહોરને કેવો સંતોષ મળ્યો હતો! "મેઘદૂત" માં આકાશના વાદળા મારફત સંદેશો પહોંચડાવવાની જે કલ્પના જોવામાં આવે છે તેનો અનેક સૈકાઓ પછી એક પશ્ચિમના કવિએ પોતાના નાટકમાં ઉપયોગ કર્યો હતો. "ભગવદ્‌ગીતા"માં તો પાશ્ચાત્ય વિદ્વાનોને એટલી ખુબી જણાઈ કે એ ગ્રન્થ ખ્રિસ્તી ધર્મ હિંદુસ્તાનમાં દાખલ થયા પછીજ લખાયો હોવો જોઈએ અને એ ગ્રન્થ ઉપર ખ્રિસ્તી ધર્મની અસર થઈ હોવી જોઈએ એટલે સુધી અનુમાન બાંધવાને તેઓ દોરવાઇ ગયા. "પંચતંત્ર" અને "હિતોપદેશ" ની વાર્તાઓએ તો નવાં નવાં રૂપ ધારણ કરીને જુદા જુદા કંઈ કંઈ દેશોની મુસાફરી કરી છે. એ વાર્તાઓ દરેક પ્રજાને રસ પડે એવી લાગી છે, એ વાર્તાઓ દરેક સમયમાં નિત્યના વ્યવહારનું ઉપયોગી જ્ઞાન આપનારી ગણાઈ છે. એજ પ્રમાણે શેક્સ્પિયર જેવાની કૃતિમાં કઈ પ્રજાને રસ નથી પડ્યો? કયા સમયમાં એ કવિના મૂળ ગ્રન્થ અથવા તેનાં ભાષાન્તરો વાંચવાની ઉત્કંઠા ઓછી થતી જણાઈ? કાર્લાઈલનો "Heroes and Hero-worship" (વીર અને

વીરપૂજા ) નો ગ્રન્થ આવોજ પ્રકારનો છે, અને લૅન્ડૉરના ઉચ્ચ કલાવિધાનવાળા જે નાનકડા “સંવાદો” છે તે પણ આજ વર્ગમાં મૂકી શકાય એવા છે એમ હું હિંમતથી કહેવાની રજા લઇશ. જ્યાં સુધી મનુષ્યનું મનુષ્યત્વ ગયું નથી ત્યાં સુધી એ ગ્રન્થોનું રસદાયિત્વ પણ જવાનું નથીજ એવું આપણાથી નિર્ભયપણે કહી શકાશે. એ ગ્રન્થનાં પાત્રો તરીકે આપણાજ દેશનાં ઐતિહાસિક નરરત્નો ન જોવામાં આવતાં હોય તેથી શું થયું? શું આપણી લાગણીઓ એવી બુઠ્ઠી થઈ ગઈ છે કે અન્ય દેશનાં નામાંકિત નરનારીઓની કદર આપણે કરી શકીએજ નહીં? એ ગ્રન્થનાં પાત્રોને સ્થાને આપણાજ દેશનાં પાત્રો મૂકવાની જેઓ સૂચના કરે છે તેઓ એ ગ્રન્થનું ખરૂં સ્વરૂપ સમજતા નથી. એ પાત્રોનું વ્યક્તિત્વ એવું સ્ફુટ હોય છે કે તેને આપણાથી કોઇ પણ રીતે લુપ્ત કરી શકાયજ નહીં. જગત્‌ના ઇતિહાસમાં એ પાત્રોએ પોતાનાં વીર કર્મો વડે કદી પણ ન ભૂસાય એવી રેખાઓ દોરી હોય છે, અને મોટામાં મોટા કવિઓએ એ રેખાઓમાં વિવિધ પ્રકારના રંગો પૂરીને તેનાં રમણીય ચિત્રો આપણી આગળ રજુ કર્યાં હોય છે. નાટક કંપનીઓના ઍક્ટરોમાંથી એકનો વેષ બીજા તરફથી ભજવવામાં આવે તો તે કદાચ નભ્યું જાય, પણ અહીં તેમ નથી. જગત્‌ની રંગભૂમિ ઉપરથી સર્વના ચિત્તને આકર્ષી રહેલાં આ પાત્રોને જે ગૌરવ પ્રાપ્ત થયું હોય છે તે કોઈ બહારના શણગારની સાથે સમ્બન્ધ ધરાવતું નથી, પણ કોઈ વધારે ગંભીર, કોઈ વધારે મહત્ત્વના તત્ત્વની સાથે તેનો સમ્બન્ધ છે. એ ગૌરવ વડે કરીને આપણા સ્નેહ અને આદર ઉપર તેઓનો

હક થઈ ચૂકયો હોય છે. એ હક આપણાથી કેવી રીતે છીનવી લેવાશે? એ હક અન્યને તો આપણાથી કેવીજ રીતે આપી શકાય? "પંચતંત્ર" ની વાર્તામાં વ્યાઘ્રનું ચર્મ ધારણ કરનારો તો ગધેડો હતો અને તેને ખરેખરો વાઘ સમજીને ક્ષણવાર બ્હી જનારાં પણ પશુઓ હતાં, પરન્તુ અહીં તેમ નથી. એજ પ્રમાણે ગ્રીસની દંતકથાઓમાં પણ જુદાં જુદાં પાત્રોને પ્રાચીન સમયના કવિવરોએ અમુક વિશિષ્ટ સ્વરૂપની રમણીયતા સમર્પી હોય છે. આપણી પોતાની દંતકથાઓ ઉપર ગમે તેટલો પક્ષપાત આપણે ધરાવીએ તોપણ એ દંતકથાઓનાં પાત્રોની ચોક્કસ રમણીયતાને આપણે કદી પણ વિસારી શકીશું નહીં.

(બ) ભાષાન્તરને લાયકના અને અનુકરણને લાયકના

આ કારણથી એવા ગ્રન્થોનાં અનુકરણ નહીં પણ ભાષાન્તરજ થવાં જોઈએ એવું આપણે હિંમતથી કહી શકીશું. અનુકરણને લાયકના ગ્રન્થો બીજા ઘણા છે. ફ્રાન્સના નાટકકાર મોલિયરે જે નાટકો રચ્યાં હતાં તે એણે પોતાનાજ સમયની સમાજસ્થિતિને લક્ષમાં લઈને લખ્યાં હતાં. એ સ્થિતિને નરમાશથી સુધારવી એવો એ નાટકકારનો હેતુ હતો. આપણા દેશમાં એ સ્થિતિ નથી. આપણા સમાજમાં જે દૂષણો છે તે જુદી રીતનાં છે. એ વાત લક્ષમાં રાખીને સદ્‌ગત સાક્ષરશ્રી નવલરામભાઈએ "The Mock Doctor"નું ભાષાન્તર ન કરતાં અનુકરણજ કર્યું છે, અને આપણી સમાજસ્થિતિને અનુકૂળ થઈ પડે એવા ફેરફાર સાથે "ભટનું ભોપાળું" એ નામનું હાસ્યરસથી

ભરેલું નાટક એમણે રચ્યું છે. પાશ્ચાત્ય ગ્રન્થનું અનુકરણ કરવામાં એટલી સફળતા મેળવી હોય એવો બીજો ગ્રન્થકાર આ લેખકની જાણમાં નથી. ઍડિસન અને સ્ટીલના "સર રૉજર ડી કૉવર્લિ" ના નિબન્ધોનું પણ જો સારૂં અનુકરણ કરવામાં આવ્યું હોય તો તે ઘણું લાભકારક થઈ પડે અને ઘણા ઉત્સાહથી વંચાય.

(क) ભાષાન્તર અથવા અનુકરણ માટે અનુકૂળ નહીં એવા

પ્રથમ વિભાગના ગ્રન્થોમાંથી ભાષાન્તર અથવા અનુવાદને યોગ્ય કયા છે અને કયા નથી એ આપણે જોયું. પણ એ ઉપરાંત કેટલીક રચનાઓ એવી હોય છે કે જેનું ભાષાન્તર સારૂં થઇ શકેજ નહીં. એ રચનાઓ એવી રમણીય હોય છે કે તે રમણીયતાને અન્ય ભાષામાં ઉતારવાનું કામ લગભગ અશક્ય જેવુંજ થઈ પડે છે. વર્ડ્ઝ્વર્થ, શેલી, ટેનિસન વગેરે કવિઓની અનેક રચનાઓને આપણે આ પ્રકારનાં ઉદાહરણ તરીકે ગણાવી શકીએ. એ કવિઓના છૂટક છૂટક વિચારોને આપણા આધુનિક કવિઓએ ઘણી સન્તોષકારક રીતે આપણા સાહિત્યમાં દાખલ કર્યા છે, પણ એ કવિઓની જે ઉત્તમ રચનાઓ છે તેને આખી ને આખી આપણી ભાષામાં ઉતારવાના પ્રયત્નો ઘણા થોડાજ થયા છે, અને એ થોડા પ્રયત્નો પણ જોઈએ તેવા સફળ થયા નથી તેનું કારણ એજ છે કે એવાં અનુપમ કાવ્યોની શોભા સંપૂર્ણ જાળવી રાખવાનું કામ અત્યન્ત કઠિન છે. આ કઠિનતાનો કંઈક ખ્યાલ આવી શકે તેને

માટે વૉલ્ટર સૅવેજ લૅન્ડૉરનું નીચલું કાવ્ય-"The Death of Artemidora" એ નામનું-હું આ સ્થળે રજુ કરૂં છું:-

કાવ્યની નાયિકા મરણશય્યામાં સૂતેલી છે, તેનો પતિ (એલ્પીનોર) તેની શય્યાની બાજુમાં બેઠેલો છે, અને તેને નીચે પ્રમાણે કહે છેઃ—

"Artemidora! Gods invisible,
While thou wert lying faint along the couch,
Have tied the sandals to thy slender feet,
And stand beside thee, ready to convey
Thy weary steps where other rivers flow.
Refreshing shades will waft thy weariness
Away, and voices like thy own come near
And nearer, and solicit an embrace."

(આર્ટેમિડોરા! અશક્તિને લીધે તું ઘેનમાં પડી હતી તે વખતે દેવતાઓએ અદૃશ્ય રહીને તારા નાજુક ચરણને પગરખાં પહેરાવ્યાં છે. જ્યાં બીજી સરિતાઓ વહે છે તે તરફ તારાં શ્રમિત પગલાંઓને દોરવવાને માટે સજ્જ થયેલા તેઓ તારી સમીપમાં ઊભા છે. શીતળ છાયાઓ તારા શ્રમને દૂર કરશે, અને તારા જેવાજ અવાજો વધારે ને વધારે તારી સમીપમાં આવશે અને તને ભેટવાને ઉત્સુક બનશે).

અજ્ઞાત આનન્દો, જેમાં પોતાના પતિનું સાહચર્ય તો હોવાનુંજ નથી, તેની એને શી ગણના છે?–એ આનન્દના વિચાર માત્રથીજ એના હૃદયમાં કંપ થાય છે અને એનું મરણ નીપજે છે. હૃદયનાં ઉભરાતાં અશ્રુઓને રોકી રાખવાનું કારણ નષ્ટ થતાં એ અશ્રુઓ પૂર જોશમાં બહાર નીકળી આવે છે. એ સઘળો વૃતાન્ત એવી પ્રૌઢતાથી, એવી કોમળતાથી, એવી સહૃદયતાથી વર્ણવવામાં આવ્યો છે કે માનવહૃદયનું સચોટ જ્ઞાન ધરાવનારા ઉંચામાં ઉંચા લેખકોના જેવી કરુણરસની નિષ્પત્તિ કરવાની શક્તિ એનામાં હતી એવું સિડની કાલ્વિન તરફથી કહેવામાં આવે છે તે આપણને વ્યાજબી લાગ્યા વિના રહેતું નથી. એવી ખુબીદાર કવિતાઓને મૂળના જેવી અનુપમ સુન્દરતાવાળી શૈલીમાં ગુજરાતના કયા કવિથી મૂકી શકાશે ?

### આ ગ્રન્થોનાં ભાષાન્તરની દુષ્કરતા

ખરેખર, આ પ્રથમ વિભાગના ઘણા ગ્રન્થો ભાષાન્તર થવા પામ્યા નથી તેનું કારણ એજ કે મૂળ ગ્રન્થમાં જેમને રસ પડયો હોય, એ ગ્રન્થમાં કંઇક અવનવી ખુબીઓ જેમના જોવામાં આવી હોય, અને એ ખુબીઓ થોડેઘણે અંશે પણ આપણી ગુર્જર ગિરામાં ઉતારી શકાશે એવું જેમને જણાયું હોય એવા ભાષાન્તરકર્ત્તાઓ થોડાજ હોય છે. એ વિભાગના ગ્રન્થો કોઈ સંસ્થા તરફથી ગમે તેને સોંપી શકાય એમ હોતું નથી, પણ અમુક માણસ પોતાના ઉમંગથી એ કામ ઉપાડી લે ત્યારેજ તે બની શકે એવું હોય છે. એ કામ કરવાનો જેમને ઉમંગ થાય

છે તેમને એ કામ કંટાળાભરેલું થઈ પડતું નથી, પણ મૂળ લેખની ખુબીઓ સમજવામાં અને તેને આપણી ભાષામાં ઉતારવાનો પ્રયત્ન કરવામાં ઉલટો આનન્દ મળે છે. તે ઉપરાંત, એક સમર્થ ગ્રન્થકારના વિશેષ પરિચયમાં આવવાથી તેમને પોતાને તથા બીજા વાચક વર્ગને જે લાભ થાય છે તે પણ કંઈ જેવો તેવો નથી હોતો. એવા પ્રકારનાં ભાષાન્તરો વાંચનારો વર્ગ બહુ મોટો નહીં હોય એવો ભય રાખવાનું કંઈ કારણ નથી. જે ગ્રન્થો ઉત્સાહથી લખાયા હોય છે તે ઉત્સાહથી વંચાયા વગર પણ રહેતા નથી, અને ગુર્જર ગિરાની મિઠાશ તથા મોહકતાનો જેમણે કંઈ સ્વાદ ચાખ્યો હોય છે, તેઓને પોતાના પરિચિત ગ્રન્થો પણ એ ભાષામાં મૂકાયલા જોવાથી કંઈક અનેરો આનન્દ થાય છે અને નવા વાતાવરણમાં મૂકાયલા વિચારો જૂના હોવા છતાં નવા જેવા જણાય છે. સાક્ષરશ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવે સંસ્કૃત સાહિત્યના કેટલાક ઉત્તમ ગ્રન્થોનાં જે ભાષાન્તર કર્યાં છે તે તરફ સંસ્કૃત જાણનારો વાચક વર્ગ બીલકુલ નજરજ ફેરવતો નથી એવું કહેવાની ધૃષ્ટતા કોનામાં હશે ?

## ૨. કેવળ માહિતી આપનારા ગ્રન્થો

આ ગ્રન્થોમાં અને પ્રથમ વિભાગના ગ્રન્થોમાં મુખ્ય તફાવત એ છે કે એમાં અમુક વિષયની માહિતી આપવી એ તરફજ લેખકનું ખાસ લક્ષ રહ્યું હોય છે ત્યારે પ્રથમ વિભાગના ગ્રન્થોમાં શૈલીની સુન્દરતા વડે વાચકના ચિત્તને આકર્ષવા તરફ વિશેષ કાળજી રાખવામાં આવી હોય છે. પ્રથમ વિભાગના

ગ્રન્થોમાં કંઈ પણ માહિતી આપવાનો ઉદ્દેશ નથી હોતો એમ નથી, તેમજ દ્વિતીય વિભાગના ગ્રન્થોમાં શૈલીની સુન્દરતા તરફ કંઇ પણ લક્ષ નથી આપવામાં આવતું એવું પણ નથી; વળી કાર્લાઈલના "ફ્રેંચ રેવોલ્યુશન" જેવા કેટલાક ગ્રન્થો ઐતિહાસિક માહિતી પૂરી પાડનારા હોવા છતાં એવી મનોહર શૈલીમાં લખાયલા છે કે તેને શુદ્ધ સાહિત્યના વધારે ઉંચા વિભાગમાં મૂકયા વગર આપણને ચાલેજ નહીં, તોપણ "Literature of knowledge" અથવા માહિતી પૂરી પાડનારૂં સાહિત્ય અને "Literature of power" અથવા શૈલીના પ્રભાવવાળું શુદ્ધ સાહિત્ય એ બેના દૃષ્ટિબિન્દુમાં ભેદ છે. એક પોતાને કથન કરવાની વસ્તુને પ્રાધાન્ય આપે છે અને બીજું પોતાની કથન કરવાની રીતને પ્રાધાન્ય આપે છે એ કારણથી એ વિભાગને કોઈથી પણ અર્થ વગરના કહી શકાશે નહીં.

પ્રકૃતિ અને માનવહૃદયનાં રહસ્યોનું મનોહર રીતે વિવરણ કરીને વાચક હૃદયના ઉંડાણ સુધી પહોંચનારા શુદ્ધ સાહિત્યના અમર ગ્રન્થોની ખુબી તો અનેરીજ છે. એ ગ્રન્થોની સાથે કેવળ બુદ્ધિના પ્રદેશમાંજ ફરનારા દ્વિતીય વિભાગના ગ્રન્થોની સરખામણી આપણાથી થઈ શકશે નહીં. તોપણ એ દ્વિતીય વિભાગના ગ્રન્થોની ઉપયોગિતા જેવી તેવી નથી. સંગીન માહિતી ગમે તે વિષયની હોય પણ તે આપણને જરૂરની છે, અને એ માહિતી આપનારા ગ્રન્થો શૈલીના બાહ્ય આડમ્બર વિના રચાયા હોય તોપણ તે વંચાવા યોગ્ય છે. એવા ગ્રન્થોની

ઉપયોગિતા એવા સ્થૂલ પ્રકારની છે કે શુદ્ધ સાહિત્યના ગ્રન્થોની કદર જેમનાથી થઈ શકતી નથી તેઓ પણ આ ગ્રન્થોની ઉપયોગિતા સમજી શકે છે, અને એનાં ભાષાન્તર થવાની જરૂર સ્વીકારે છે. વળી આ ગ્રન્થોનાં ભાષાન્તર કરવાનું કામ પણ પ્રમાણમાં વિશેષ સહેલું છે. પ્રથમ વિભાગના ગ્રન્થોને આપણી ભાષામાં ઉતારવાને માટે જે અમુક પ્રકારના અંતઃક્ષોભની જરૂર પડે છે તેની આ ગ્રન્થોનાં ભાષાન્તર કરવામાં જરૂર પડતી નથી. એ ભાષાન્તરોને માટે તો વિદ્વત્તા એકલીજ બસ થાય છે. આ કારણથી એવા ગ્રન્થોનાં ભાષાન્તરો આપણી ભાષામાં ઘણાં થયાં છે. પણ હજી અન્ય ભાષાઓના અનેક ગ્રન્થો એવા છે કે જેનાં ભાષાન્તરો કરવામાં આવે તો તે ઘણાં ઉપયોગી થઈ પડ્યા વગર રહે નહીં.

આ વિભાગના ગ્રન્થો પણ બે પ્રકારના છેઃ—

૧. ફિલસુફી, જુદાં જુદાં શાસ્ત્ર વગેરેના પ્રૌઢ ગ્રન્થો, અને

૨. સામાન્ય ચર્ચાના ગ્રન્થો.

આમાંના પહેલા વિભાગના ગ્રન્થોને આપણી ભાષામાં ઉતારવાને માટે વિશેષ વિદ્વત્તાની જરૂર છે. યોગ્ય પાત્રો જોઇને જો ભાષાન્તરનું કાર્ય સોંપવામાં આવે તો તે ઘણું ફળપ્રદ નીવડ્યા વગર રહે નહીં. વળી ભાષાન્તરના બદલામાં જે પારિતોષિક આપવામાં આવે તેનું ધોરણ એવું હલકું ન હોવું જોઈએ કે જેથી ભાષાન્તરકારના કાર્યનું ગૌરવ ઓછું

કોઈ પણ રીતે ઇષ્ટ જણાતું નથી. દરેક લેખકે પોતાના ગ્રન્થને માટે જેમ બને તેમ મોટું વાચકમંડળ ઊભું કરવાનો પ્રયત્ન કરવોજ જોઈએ એ વાતની કોઇથી પણ ના પાડી શકાશે નહીં. પણ તેની સાથે, લોકપ્રિયતા મેળવવાના લોભને ખાતર આપણા સાહિત્યનું ગૌરવ આપણે એટલું બધું ઘટાડી નાંખવું ન જોઇએ કે પરભાષાના પ્રૌઢ વિચારોને આપણી ભાષામાં દાખલ કરતાંજ આપણે સંકોચ પામીએ. આપણું સાહિત્ય હજી કૌમારાવસ્થામાં છે, તેથી એ પ્રૌઢ વિચારોને જેમ બને તેમ સાદી અને સરળ ભાષામાં મૂકવાનો આપણે પ્રયત્ન કરવો એટલુંજ મારા ધારવા પ્રમાણે બસ છે. એવી રીતનો પ્રયત્ન હાલના ઘણાખરા વિદ્વાનો થોડેઘણે અંશે પણ કરેજ છે, અને "સીધાસટ રસ" તરફ માનની નજરથી જોવામાં આવે છે એ ઘણું ખુશ થવા જેવું છે.

## ભાષાન્તરો વિશેષ કાળજીથી થવાની જરૂર

આ વિભાગના સમ્બન્ધમાં ઉપર જે કંઈ કહેવામાં આવ્યું છે તેથી એમ સમજવાનું નથી કે એ વિભાગના ગ્રન્થોનાં ભાષાન્તર બીલકુલ થવાંજ ન જોઈએ એવો આ લેખકનો મત છે. વિદ્વાનોને હાથે સ્વતંત્ર ગ્રન્થો રચાય નહીં અને હાલ ભાષાન્તર વડે કરીને જે ઉતરતા પ્રકારની સાહિત્યસેવા બજાવાય છે તે પણ બંધ પડી જાય એ તો ઉલટું અનિષ્ટજ કહેવાય. પણ ભાષાન્તરના કરતાં પણ

સ્વતંત્ર ગ્રન્થો જો સારા લખાય તો તે વધારે ઉપયોગી થઈ પડે એટલુંજ કહેવાનો અત્રે ઉદ્દેશ છે. જે ભાષાન્તરો કરવામાં આવે તે પણ વિશેષ કાળજીથી કરાવાં જોઈએ. ઉદાહરણ તરીકે, "The Stories of the Nations" એ નામની સુવિખ્યાત ગ્રન્થમાળાના "Vedic India" એ નામના ગ્રન્થનું ભાષાન્તર કરવાનું કામ કોઈ માથે લે તો તેને પ્રથમથીજ એ વિષયનું કંઈક જ્ઞાન હોવું જોઈએ, 'Vedic India' નો ગ્રન્થ એણે અગાઉ વાંચેલો હોવો જોઈએ અને ન વાંચ્યો હોય તો ભાષાન્તર કરતાં પહેલાં વાંચી જવો જોઈએ. એ ગ્રન્થનું ભાષાન્તર કરવા જેવું છે કે કેમ, એ ભાષાન્તર પોતાનાથી થઈ શકશે કે કેમ તેનો એણે પાકો વિચાર કરવો જોઈએ. ભાષાન્તર કરતી વખતે વેદના ગ્રન્થો પણ એણે પોતાની પાસે રાખવા જોઈએ, અને એજ વિષય ઉપર બીજા વિદ્વાનોએ જે ગ્રન્થ રચ્યા હોય તે સર્વ નહીં તોપણ તેમાંના થોડાઘણા તો અવશ્ય એણે જોવા જોઈએ. એટલો શ્રમ લેવાયા વગર ભાષાન્તરનો સારો ગ્રન્થ રચાવાની આશા રાખવી વ્યર્થ છે. "મહાભારત" અથવા "રામાયણ" જેવા મહાકાવ્યના ઉપર અન્ય વિદ્વાન્‌ના કરેલા વિવેચનને આધારે ગ્રન્થ રચવામાં આવે અને મૂળ કાવ્ય કેવું છે તે તો એ ગ્રન્થના રચનારે જોયું સરખું પણ હોય નહીં, મૂળ ગ્રન્થ જોવાની જરૂર છે એવો વિચાર ભાષાન્તર કરનાર અથવા કરાવનાર બેમાંથી એક્કેના મનમાં કદી આવ્યો પણ હોય નહીં, એવી સ્થિતિ શું ઇચ્છવા યોગ્ય ગણાશે?

સ્ત્રીઓ તથા બાળકોના ઉપયોગનું સાહિત્ય

વિદ્યાર્થીઓને તેમજ સ્ત્રીઓને માટે પણ સારા ગ્રન્થોની આપણા સાહિત્યમાં ઘણી ખોટ છે એવું ચોતરફથી કહેવામાં આવે છે અને એ ખોટ પૂરાવી જોઇએ એ ઘણું આવશ્યક છે, પરન્તુ ખાસ પશ્ચિમની જરૂરિયાતો પૂરી પાડવાને માટેજ રચાયલા ગ્રન્થોનાં ભાષાન્તર માત્ર કરાવ્યાથી એ ખોટ પૂરી પડશે કે કેમ એ ઘણું શંકાસ્પદ છે એટલુંજ કહીને હું લેખ સમાપ્ત કરીશ.

( સાહિત્ય, મે, ૧૯૧૩, સં. ૧૯૬૯ )

કીર્તિ સહેલાઈથી મેળવી શકાય એ એ કળાનો મોટામાં મોટો ઉપયોગ છે. એ કળા શીખવી પણ અઘરી નથી. કદાચ કાવ્ય રચવાની કળા એથી પણ વધારે સહેલી હશે, પણ તેથી નિબન્ધ કે નાટક કે નવલકથા બનાવવાનું કામ અઘરૂં ન કહી શકાય. કવિતા બનાવવાનું કામ જેવું સહેલું છે તેવું તો બીજા કોઈ પ્રકારની ચોપડી બનાવવાનું કામ સહેલું નહીં હોય; કારણ કે, કવિતામાં ઝાઝો વિચાર કરવો પડતો નથી. એક પંક્તિને છેડે 'ખાસ' શબ્દ આવ્યો કે ત્યાર પછીની પંક્તિમાં બીજો શબ્દ 'પાસ'જ જડી આવે છે; એક પંક્તિમાં 'આરસી' આવી કે બીજી પંક્તિમાં તેમાં મુખ જોનાર 'પારસી' તૈયારજ હોય છે. બીજા લેખ લખવામાં એવી રીતની સુગમતા નથી હોતી. તોપણ તેને માટે બીજાં સાધનો જોઇએ તેટલાં છે. જૂનાં પુરાણાં–વિસારે પડેલાં–પુસ્તકો લઇને ઉદ્યોગ અને ખંતથી તેની પાછળ મંડવામાં આવે તો એક 'દળદાર' પુસ્તક સહેલાઈથી તૈયાર થઈ શકે. ઈતિહાસના લેખને નવલકથાનું રૂપ આપી શકાય, વાર્તાની રચનાને નાટકના રૂપમાં ફેરવી દેવાય, અને ફિલસુફીના ગ્રન્થની મદદ લઇને બે ચાર છટાદાર અને વિદ્વત્તાભર્યા નિબન્ધો લખી શકાય. વળી આધુનિક લેખકોમાંથી અઘરી શૈલીને લીધે જે પુસ્તકો વંચાતાં નથી તે એકઠાં કરીને તેનો ઉપયોગ કરવામાં આવે તો એક વિચાર આમાંથી તો એક તેમાંથી લઈને એક 'અનુપમ' કૃતિ બનાવી શકાય. જે જરૂરનું છે તે ઉદ્યોગ અને ખંતજ છે. બુદ્ધિ અને પ્રતિભા તો કોઈકનામાંજ હોય છે. તે જેનામાં હોય તેજ જો લખે તો આપણા સાહિત્યની

'સમૃદ્ધિ' માં વધારો કેવી રીતે થાય? અને ગ્રન્થકારની કીર્તિ બીજાને મળી શકે કેવી રીતે? માટે ઉદ્યોગ અને ખંત એજ વધારે જરૂરનાં છે.

વૉશિંગ્ટન અર્વિંગે 'The Art of Book-Making' (ચોપડી બનાવવાની કળા) એ નામના નિબન્ધમાં એ વિષે વિસ્તારથી લખ્યું છે. બ્રિટિશ મ્યુઝીયમના પુસ્તકાલયમાં નિબન્ધકાર જાય છે તો ત્યાં લેખકોને પ્રાચીન ગ્રન્થકારોના મોટા ગ્રન્થોમાંથી જુદા જુદા વિચારો અને વાક્યો ચોરીને ગ્રન્થ બનાવવાના કામમાં રોકાયલા જોય છે. એકાએક એ ત્યાં ઉંઘમાં પડી જાય છે, અને સ્વપ્નમાં ફાટ્યાં તૂટ્યાં વસ્ત્ર પહેરેલાં એવા રંક લેખકોનું મોટું ટોળું એ જોય છે. જે જે પુસ્તકને એ લોકો હાથ અડકાડે છે તે તે વસ્ત્રના રૂપમાં ફેરવાઈ જાય છે, અને કોઈની બ્હાંય તો કોઇનો પટ્ટો, કોઈની ઝૂલ તો કોઈની ટોપી લઈને એ ક્ષુદ્ર પ્રાણીઓ પોતાની નગ્ન કાયા જેમ તેમ ઢાંકે છે. એવામાં એકાએક પુસ્તકાલયની દિવાલો પર ટાંગેલી પ્રાચીન ગ્રન્થકારોની છબીમાં ચેતન આવે છે, અને તેઓ છબીનાં ઘરમાંથી બહાર નીકળીને પૂર જોશમાં 'ચોર,' 'ચોર' એમ બૂમ પાડતા પેલા લેખકો ઉપર તૂટી પડે છે અને ત્યાં જોવા જેવી મારામારી અને નાસભાગ થઈ રહે છે. આ દેખાવ જોઇને નિબન્ધકારને એટલી તો રમૂજ પડે છે કે તેનાથી ખડખડ હસી દેવાય છે, અને એ જાગ્રત્ થઇને જોય છે તો એના અટ્ટહાસ્ય સિવાય બીજું જે કંઈ એણે જોયલું તે કેવળ સ્વપ્ન હતું એમ એને જણાય છે. એ પુસ્તકાલયના

પવિત્ર અને ગંભીર વાતાવરણમાં એવું હાસ્ય ત્યાં બેઠેલા પુસ્તકપ્રેમીઓને એટલું તો અપરિચિત હતું કે એ સાંભળીને તેઓને વીજળીનો આચકો આવતો હોય એવો અનુભવ થાય છે, અને પુસ્તકાલયનો રક્ષક નિબન્ધકારની પાસે આવીને પરવાનો માંગતાં તે એણે મેળવેલો ન હોવાથી એ ત્યાંથી ખસી જાય છે.

“ચોરોની પરિષદ્” એ નામનો હાસ્યપ્રચુર લેખ જ્ઞાનસુધાના ફેબ્રુઆરી માસના અંકમાં આવ્યો હતો. મૂળ લેખ મરાઠીમાં હતો તેનું એ ભાષાન્તર છે. એ લેખમાં ગ્રન્થકર્ત્તાઓનું કામ પણ અર્થ–ચૌર્યનું હોવાથી તેઓને એ પરિષદ્‌માં દાખલ થવાનો હક આપવામાં આવ્યો છે. એ કલ્પનાનું બીજ અર્વિંગના ઉપલા નિબન્ધમાંથીજ મળી આવ્યું હશે એમ લાગે છે. એવી જો કોઈ પરિષદ્ હોય તો ચૌર્યશાસ્ત્રમાં ગ્રન્થકાર વધારે પ્રવીણ હોવાને લીધે અને ચૌર્યકળામાં એ વધારે ખબરદાર હોવાને લીધે એ પરિષદ્‌ના પ્રમુખનું સ્થાન તો એનેજ ઘટે છે, અને એ સ્થાન જો એને ન આપવામાં આવે તો ભારે કોલાહલ મચી રહે અને દૈનિક તથા સાપ્તાહિક પત્રોમાં એ વિષે લાંબાં ચર્ચાપત્રો આવ્યા વગર રહે નહીં એ નક્કી છે; કારણ કે લેખકનું કામ લખવાનું છે અને ચર્ચાપત્રો લખીને પોતાના હૃદયના ઉભરા શમાવવા એ એની ઊંચી લેખનકળાનું સ્વાભાવિક પરિણામ છે.

પણ ગ્રન્થ લખવાનું કામ જો સહેલું હોય તો ગ્રન્થ વાંચવાનું કામ તો તેથી પણ વધારે સહેલું છે, અને

ગ્રન્થાવલોકન–ગ્રન્થ જોવાનું કામ તો વળી સૌથી સહેલું છે. એથીજ જે ગ્રન્થકર્ત્તાનું કામ ન કરી શકે તે ગ્રન્થાવલોકનનું કામ કરવાને ઉત્સુક બને છે. જેમ વકીલાતના ધંધામાં જે ન ફાવે તે વખત આવે ને ઉમ્મર પહોંચતી હોય તો મુનસફની નોકરી લઈ લે છે તેમ જે લખવાના ધંધામાં ન ફાવે તે બીજાના લેખ ઉપર ટીકા કરવાનું કામ માથે લે છે. ખુબી એ છે કે એ કામ ગ્રન્થ લખવા કરતાં વધારે સહેલું હોવા છતાં તેટલુંજ, બલ્કે તેથી વધારે, આબરૂદાર ગણાય છે. આપણા દેશમાં, તેમજ અન્ય દેશમાં, ગ્રન્થકાર તરીકે ન ફાવેલા એવા અનેક 'વિદ્વાનો' ટીકાકાર તરીકે સારી પ્રતિષ્ઠા મેળવી શક્યા છે, અને એ કામમાં તેઓએ જે ધમાલ મચાવી મૂકી તેને પરિણામે સાહિત્યના ક્ષેત્રમાં તેઓનું નામ હમેશાંને માટે અમર થયું છે. માટે એવો ઉચ્ચાભિલાષ જેના હૃદયમાં સ્ફુરી રહ્યો હોય તેવા ઉત્સાહી પુરુષે ગ્રન્થકારના જોખમભરેલા ધંધામાં પડવા કરતાં ટીકાકારનો ધંધો લઇને બેસવું એજ વધારે ડહાપણભર્યું છે અને એજ વધારે લાભકારક છે. એમ કર્યાથી લેખકો તેની ખુશામત કરતા રહેશે અને વાચકો પણ તેના તરફ અત્યન્ત માનની લાગણીથી જોયા વિના રહેશે નહીં. એ ઉપરાંત, પોતાનું નામ અમર કરવાની સ્વાભાવિક ઇચ્છા તૃપ્ત થવાનો સંભવ રહેશે તે તો જુદો !

ટીકાકારનો ધંધો ઘણો ઉંચો છે, અને એ ધંધો જેટલો ઉંચો છે તેટલો સહેલો પણ છે. જેવી રીતે ન્યાયમંદિરોમાં

પાંજરામાંથી સાક્ષી જે જુબાની આપે છે તે એક દુભાષિયો ન્યાયાસન આગળ રજુ કરે છે તેવી રીતે ગ્રન્થકર્ત્તા પોતાના પુસ્તક વડે જે વિચાર પ્રગટ કરે છે તે ટીકાકાર વાંચનારી આલમ આગળ રજુ કરે છે. પણ દુભાષિયો જો પોતાના કર્તવ્યમાં કંઇ ભૂલ કરે છે તો તેને ઉપરી અમલદારનો ઠપકો સાંભળવો પડે છે એટલુંજ નહીં, પણ તે અનેક પ્રકારની વિટંબનામાં આવી પડે છે અને તેને નોકરી ખોવાનો વખત પણ આવે છે. સારે નસીબે ટીકાકારને શિર આવી કોઇ પણ પ્રકારની જોખમદારી નથી. ગ્રન્થકર્ત્તાના પુસ્તકને વાચક સમક્ષ મૂકતાં જાણ્યે અજાણ્યે તે ગમે તેવા ગંભીર દોષો કરે તોપણ તેને રોકનાર કોઈ નથી. જેના ઉપર ટીકા કરવાની હોય તે પુસ્તકમાં ટીકાકાર ગોથાં ખાય એમાં નવાઈ જેવું નથી, પણ ઘણી વાર તો ગુલાંટ ખાવામાંજ હોંશિયારી ગણાય છે. વળી, વાચક અને લેખકનો યોગ કરાવી આપવા કરતાં પોતાની આબરૂ વધારવી, પોતાનું પાંડિત્ય પ્રદર્શિત કરવું, પોતાની બુદ્ધિનો ઝગઝગાટ બતાવી આપવો એ તરફ સ્વાભાવિક રીતે એનું લક્ષ વધારે હોય છે. "વર મરો કે કન્યા મરો, ગોરનું તરભાણું ભરો" એ જાણીતી કહેવત પ્રમાણેનું એનું વર્તન હોય તો તેમાં નવાઈ જેવું નથી.

ટીકાકારના કામને પ્રેમપાશમાં બંધાવાને આતુર બનેલાં દમ્પતીની વચ્ચે સંદેશા લાવનાર લઈ જનાર દૂતીના કૃત્ય જોડે સરખાવી શકાય. પતિ અને પત્ની ઉભય એના તરફ માનની નજરથી જોય છે, ઉભયનો એ આધાર છે, અને

હૃદયની મીઠી પ્રેમકથાઓ સાંભળવાનો આનન્દ એને મળે છે. પણ ઘણી વાર એવું પણ બને છે કે દૂતી પોતાનું કર્તવ્ય યોગ્ય રીતે બજાવવાને બદલે અણઘટતી રીતે પુરૂષના ચિત્તનું પોતાની તરફ આકર્ષણ કરે છે, અને એવી રીતે પુરૂષને ખોટા મોહમાં ફસાવે છે અને જેણે એના ઉપર ભરોસો રાખેલો તેના દુશ્મનની ગરજ સારે છે. ટીકાકાર પણ ઘણી વાર ગ્રન્થકર્તાની પિછાન કરાવવાનો પોતાનો ધર્મ ચૂકીને લાંબાં લાંબાં વચનોથી પોતાની વિદ્વત્તા બતાવવા મંડી પડે છે અને ગ્રન્થકર્તાને પોતે ભૂલી જાય છે અને વાચકના ચિત્તથી પણ તેને દૂર રાખે છે. આવું વર્તન નીતિભરેલું કહેવાય કે નહીં એ મોટો પ્રશ્ન છે. પણ સાહિત્યને નીતિ કે અનીતિના પ્રશ્નની સાથે શો સમ્બન્ધ છે? સંદેશા બરાબર પહોંચાડવામાં ન આવે અથવા કંઈ કહાવવામાં આવ્યું હોય તેને બદલે કંઇ કહેવામાં આવે તો માથે લીધેલું કામ બરાબર બજાવાતું નથી એટલુંજ નહીં, પણ ઉભય પક્ષની વચ્ચે, સ્ત્રી અને પુરૂષ, લેખક અને વાચક એ બેઉની વચ્ચે ભારે ગેરસમજુતી થાય છે એ ખરૂં. પણ ગેરસમજુતી ઉપર તો આખા જગત્નો આધાર છે. આ અસાર સંસારને ખરો માનવો એ પણ એક જાતની ગેરસમજુતીજ છે કેની?

ઘણી વાર કહેવામાં આવે છે કે "ટીકાકારમાં અનેક માનસિક અને નૈતિક ગુણોની સમૃદ્ધિ હોવી જોઈએ. તે સહૃદય હોવો જોઈએ. તેણે અનેક પ્રકારનાં પુસ્તકો વાંચેલાં હોવાં જોઇએ. તેણે જાત જાતનો અનુભવ મેળવેલો હોવો

જોઇએ. વિવિધ વાચન અને વિશાળ અનુભવને પરિણામે તેની વિચારશક્તિ ખીલેલી હોવી જોઈએ. નવા લેખકની કિંમત પણ ત્વરાથી આંકી શકે એવી તેની બુદ્ધિ ઘડાયલી હોવી જોઇએ. અમુક રચના સારી છે કે નઠારી છે એટલુંજ નહીં, પણ તે સારી અથવા નઠારી હોવાનાં કારણો શાં શાં છે, તે કેટલે અંશે સારી અથવા નઠારી છે, અને તે જો નઠારી હોય તો તે કેવી રીતે સુધારી શકાય એ સમજાવવાની શક્તિ તેનામાં હોવી જોઇએ. કેવી રીતે અને કેટલા પ્રમાણમાં તેના તેજ વિચારો બીજા લેખકોને પણ આવેલા તે કહી શકાય એવી કેળવાયલી સ્મરણશક્તિ તેની હોવી જોઇએ. તે વિચારો જો કવિતાના આકારમાં મૂકાયા હોય તો એક સહેજ અમસ્થા ફેરફારથી એક કવિમાં જે વિચાર સાધારણ લાગે છે તે બીજામાં અદ્‌ભુત ચમત્કાર વાળો કેવી રીતે બની જાય છે તે સમજાવવાનું સામર્થ્ય તેનામાં હોવું જોઇએ. સાહિત્યની પ્રવૃત્તિઓને પ્રસિદ્ધિમાં આણવા ઉપરાંત ઉત્સાહી અને બુદ્ધિમાન્ યુવકોની લેખનશક્તિને અયોગ્ય માર્ગે જતી રોકવાની અને સન્માર્ગમાં વાળવાની શક્તિ તેનામાં હોવી જોઇએ. એટલા બુદ્ધિબળની ઉપરાંત નીતિબળ પણ તેનામાં હોવું જોઇએ. ક્ષુદ્ર વિચારોને આડે આવવા ન દેતાં નિખાલસપણે નિર્ણય કરવા જેટલી પ્રામાણિકતા તેનામાં હોવી જોઇએ, સ્વતંત્ર રીતે વિચાર કરવાની ટેવ તેને હોવી જોઇએ, એ વિચારના સંગીનપણા ઉપર ભરોસો તેને હોવો જોઇએ, અહંતા મમતાનો ત્યાગ તેણે કરેલો હોવો જોઇએ, અને લોકોમાં વાહ વાહ કહેવડાવવાના લોભથી તે મુક્ત હોવો જોઇએ" વગેરે, વગેરે, વગેરે.'

"હોવો જોઇએ" ને "હોવી જોઈએ" ને "હોવું જોઈએ"ની આ ટીપ વાંચીને ગભરાવાનું કે નાઉમેદ થવાનું કાંઈ પણ કારણ નથી. એવો વાગ્વિસ્તાર કરવાની સરસ્વતી અને તેના ઉપાસકોને ટેવજ હોય છે. પણ તેથી ટીકાકારની ઉંચી પદવીના ઉત્સાહી ઉમેદવારે ડરી જવાની બીલકુલ જરૂર નથી. એ વિચારોમાં ઝાઝું સત્ત્વ નથી. ધારો કે એ સહૃદયતા વગેરે ગુણો ટીકાકારને જરૂરના છે એમ આપણે તકરારને ખાતર સ્વીકારીએ. હું પૂછીશ કે કયા ટીકાકારમાં એ ગુણો નથી હોતા? 'મારામાં એ સઘળા ગુણો છે' એમ ટીકાકાર જાતે છાતી ઠોકીને કહે છે, પુસ્તક વાંચવાની પણ ઝાઝી મહેનત લીધા વિના પાનાંનાં પાનાં ભરીને સંસ્કૃત શબ્દોથી ભરચક અને કોઇથી પણ ન સમજી શકાય એવું અવલોકન લખી કાઢે છે, અને એ પ્રમાણે પોતાના કહેવાની સત્યતા ચોક્કસપણે સિદ્ધ કરી આપે છે, છતાં એનામાં એ ગુણો નથી એમ કહેવું એ સાહસ નહીં તો બીજું શું? માણસ માત્રમાં અમુક ગુણો ઈશ્વરે બક્ષેલાજ હોય છે, તે કોઇથી લઇ શકાતા નથી ને કોઇને આપી શકાતા નથી, અને તેનો ચાહે તેવી રીતે ઉપયોગ કરવાને તે સ્વતંત્ર છે. માણસનામાં–ટીકાકારમાં સહૃદયતા હોવી જોઇએ એ ખરૂં હશે. પણ આ વિશ્વમાં કયો માણસ સહૃદય નથી? કોને હૃદય નથી? હૃદય વિના માણસના જીવનનો વ્યાપારજ કેવી રીતે ચાલી શકે? ટીકાકારને લાગણી હોવી જોઇ એમ જો કહેવામાં આવે તો તે પણ કયા મનુષ્યમાં હોતી? આપણે આપણા મિત્રોને ચાહીએ છીએ,

ખ્રિસ્તી ધર્મપુસ્તકોમાં પણ લખ્યું છે કે :—

"In the beginning was the Word, and the Word was with God, and the Word was God."

(પ્રથમ શબ્દ હતો, અને શબ્દ તે પ્રભુની સાથે હતો, અને શબ્દ તેજ પ્રભુ હતો).

એ શબ્દ રૂપી પ્રભુને ટીકાકારે અહોનિશ સેવવો જોઇએ. એ શબ્દ રૂપી દેવનાં તેત્રીસ કરોડ રૂપમાંથી જેટલાની ઉપાસના સ્મરણાદિ વડે થઈ શકે તેટલાની ઉપાસના એણે કરવી જોઇએ. એક નાનોસરખો વિચાર લંબાવી લંબાવીને તેના ઉપર પાંચ પચીશ પાનાં સહેલાઈથી ભરી શકાય એવો શબ્દસંગ્રહ એની પાસે હોવો જોઇએ. કંઈ ન કહેવા છતાં ઘણું કહેતો હોય એવું બતાવવાની ટેવ એને હોવી જોઈએ. 'પરંતુ', 'છતાં', 'ઘણે ભાગે,' 'કવચિત્ કવચિત્', 'કોઈ કોઈ વખત,' 'વિદ્વાન્ લેખક' એવા એવા શબ્દોનો છૂટથી પ્રયોગ કરતાં એને આવડવું જોઈએ. ન્યાયમંદિરમાં વકીલ બારિસ્ટરો 'my lord,' 'I submit,' 'my learned friend' વગેરે શબ્દો જેવા ઉદાર દિલથી વાપરે છે તેવી રીતે આ શબ્દોનો એણે મોકળા મનથી ઉપયોગ કરવો જોઇએ. ઉદાહરણ તરીકે, અતિપ્રશંસા કે અતિનિન્દા કર્યા વિના મધ્યમ વિચારવાળું ઠરેલ અવલોકન લખવું હોય તો તે કંઈક આવી રીતે મૂકી શકાય : "આવી કૃતિ રચાઈ તે ઘણી સારી વાત છે, એવી કૃતિઓ રચાવવી જોઇએ, લેખકનો પ્રયત્ન ઉત્તેજનને પાત્ર છે પણ એ પ્રયત્ન જોઇએ તેવો

સફળ નથી. તેમ અંદર કંઈજ ખુબી નથી એમ પણ કહેવાય નહીં, પણ હજી વધારે સંભાળ રાખીને લખાયું હોત તો વધારે સારૂં થાત, છતાં લેખકે જે પ્રયત્ન કીધો તે સ્તુતિને પાત્ર છે, એ પ્રયત્નને માટે તેને અભિનન્દન ઘટે છે, પણ એથી વધારે પ્રયત્ન કરતા રહેશે તો આમાં જે મહત્ત્વની ભૂલો રહી ગઈ છે તે સુધારી શકશે," વગેરે વગેરે. આની આજ શૈલીમાં જેટલું લાંબું અવલોકન કરવું હોય તેટલું કરી શકાય.

લાગણી વિષે તો આપણે ઉપર બોલી ગયા છીએ એટલે તે વિષે ફરીથી વિવેચન કરવું અસ્થાને છે. મિત્રના તરફ સ્નેહ રાખીને તેની કૃતિને ઉત્તેજન આપવું અને શત્રુને મૂળથીજ ડામી દેવો એ સામાન્ય બુદ્ધિનું સ્વાભાવિક કર્તવ્ય છે, અને એ કર્તવ્યમાં જે ચૂકે તે બુદ્ધિહીનજ કહેવાય એમાં નવાઈ જેવું નથી.

એ ઉપરાંત, ટીકાકારને સુધરેલી ઢબમાં ગાલિપ્રદાન કરતાં આવડવું જોઈએ. કેટલીક વાર ટીકા કરતી વખતેજ "કેટલાક પંડિતંમન્યો કહેશે કે," "કેટલાક વિદ્વત્તાની ખોટી ખુમારી રાખનારાઓ બકશે કે," "કેટલાક સહૃદયતાનાં પૂતળાંઓ મિથ્યાવાદ કરશે કે" એવી પુષ્પાંજલિથી કલ્પિત વિરોધીઓને વધાવતાં રહેવું જોઈએ કે ખરા વિરોધીઓ આપણા વિચારની સામે પડવાની હિંમતજ ન કરી શકે. છતાં કોઈ સામો પડે તો તેને ચુપ કરવા માટે મોટામાં મોટો ઉપાય એજ છે કે તેના ઉપર જેમ બને તેમ ખરી ખોટી અંગત ટીકાઓ કરીને તેને જાહેરમાં હલકો

પાડવો, અને એમ કરવા માટે "કર્ણદોષ," "દૃષ્ટિદોષ," "વસ્તુસ્થિતિનું અજ્ઞાન," "સત્ય સ્વીકારવાની અનિચ્છા," "મોહ" વગેરે સભ્ય શબ્દોનો છૂટથી ઉપયોગ કરવો.

એ ગાલિપ્રદાનમાં મંડ્યા રહેતાં આવડવું જોઇએ. સામો લેખક પાછો જવાબ આપે તો તેને ફરી પાછો આપણી કરડી–મજબૂત–જોશદાર શૈલીમાં જવાબ આપ્યાંજ કરવો, અને તેજ થાકીને અટકે ત્યાં સુધી આપણે આપણા કર્તવ્યમાં મચ્યા રહેવું. ઇમર્સન કહે છે તે પ્રમાણે "The characteristic of heroism is its persistency" (અભિનિવેશ–ખંત–આગ્રહ, એજ વીરતાનું ખાસ લક્ષણ છે.)

આટલું છતાં પણ માણસની શક્તિને હદ હોય છે, અને વખતે વાદવિવાદમાં આપણું ટટ્ટુ ન ચાલી શકે તો આપણે છેક એકલા ન પડી જઇએ તેટલા માટે આપણી ઓથે આવે એવા મિત્રોનું મોટું મંડળ આપણે રાખવું જોઇએ. જે મિત્રોનાં પુસ્તકોની પ્રશંસા કરીને તેની ખપત વધારી આપવાનો ઉદાર પ્રયત્ન આપણે કીધો હોય તેની તરફથી મદદની આપણે આશા રાખીએ તો તે વ્યર્થ ન જાય.

આટલી સાધનસંપત્તિ જેની પાસે હોય તેવા ટીકાકારોની સાહિત્યપ્રવૃત્તિમાં ઘણી વિવિધતા હોય છે. તે આપણે હવે તપાસીશું, અને તેમ કરવા માટે આપણે ગ્રન્થાવલોકન-કર્ત્તાઓના જુદા જુદા વિભાગ પાડીશું.

કેટલાકને પોતે જે કંઈ વાંચે તેમાં પ્રશંસા કરવાનુંજ જડે છે. એવા પ્રશંસકોની નજરે દોષ પડતાજ નથી.

તેઓ જે કંઈ વાંચે તેથી ખુશજ થાય છે. "વાહ! વાહ!" "શું સુન્દર છે!" એમજ તેઓને લાગે છે. જે પુસ્તક છેલ્લું તેઓના વાંચવામાં આવે તે તેઓને આગલા સર્વ કરતાં ચઢિયાતું લાગે છે, અને તે વિષે ટીકા કરતાં તેઓને પ્રશંસાનાં વચનો શોધવાં પડતાં નથી.

નિન્દકો એથી ઉલટાજ સ્વભાવના હોય છે. તેઓને સર્વ કંઈ દોષભર્યુંજ લાગે છે. "ઉંહુ! આમાં શું છે?" "નોન્સેન્સ," "રબિશ," એ તેઓના સ્વાભાવિક ઉદ્‍ગાર હોય છે. આધુનિક સાહિત્યપ્રવૃત્તિઓથી તેઓ સર્વદા અસંતુષ્ટ રહે છે, અને તેઓ જ્યાં જ્યાં નજર કરે ત્યાં ત્યાં દંભ અને જડતાનાંજ દર્શન તેઓને થાય છે.

પ્રશંસા કે નિન્દા બેમાંથી ગમે તે જે કરવા માંડ્યું તે હદ બહાર કર્યાજ જાય એવી ઉદ્દામ વૃત્તિના ટીકાકારો સાહિત્યમાં પણ હોય છે. તેઓને એક પુસ્તક ગમ્યું તો તેના લેખકને શેક્સ્પિયર કે ડૅન્ટી સાથે, કાલિદાસ કે ભવભૂતિ સાથે તેઓ સરખાવવા મંડી પડે છે, અને કદાચ ન ગમ્યું તો તે છેકજ નિર્માલ્ય અને તુચ્છ બની જાય છે. એવા અવલોકનકારો પોતાના વિચારમાં કંઈ પ્રમાણ જાળવવાની દરકાર રાખતા નથી, અને એવી ક્ષુદ્ર વસ્તુઓની દરકાર રાખવાની જરૂર પણ તેઓને જણાતી નથી. લાગણીના વેગમાં તેઓ એક તરફ કે બીજી તરફ ઘસડાયા જાય છે. સ્નેહના ઉન્નત શિખર ઉપર વસનારા તેઓના પવિત્ર આત્મા જગત્‌નાં કૃત્રિમ બન્ધનોને લેખવતા નથી. અજ્ઞાન લોકો જેને 'ઠરેલપણું' કહે છે તે

તેઓમાં હોતું નથી, અને સંસારીઓનાં જડ નયનો જેને વસ્તુસ્થિતિનું ખરૂં સ્વરૂપ માને છે તેને કોરે મૂકીને કલ્પનાના બળ વડે તેઓ કંઇક જુદોજ ચમત્કાર જાતે જોય છે અને બીજાંને જોવડાવે છે. એવા લોકો ઘણી વાર ગ્રન્થકાર ઉપર એક વાર સામટો પ્રહાર કરી લઇને સંતોષ પામતા નથી, પણ થોડી થોડી વારે ફરી ફરીને પ્રહાર કરવા મંડી પડે છે. લુહાર જેમ ફરી ફરીને હથોડા મારે છે, સોની જેમ ફુંકી ફુંકીને દેવતા સળગાવે છે તેમ આવો ટીકાકાર ઉપરા-છાપરી સપાટા લગાવ્યો જાય છે. પણ લુહાર, સોની વગેરેની પ્રવૃત્તિનું સ્પષ્ટ પ્રયોજન દેખાઇ આવે છે ત્યારે આ ટીકાકારની પ્રવૃત્તિનું કારણ એકાએક સમજી શકાતું નથી. અને એ ભેદનું કારણ ખુલ્લુંજ છે. લુહાર, સોની વગેરેની કળાઓ તે "ઉપયોગી કળાઓ" છે, ત્યારે ટીકાકારની કળા તે "રસિક કળા" છે, અને એ કળાનો ઉદ્દેશ આનન્દ આપવાનો છે. લુહારને ફરી ફરી હથોડા મારવા પડે છે તે અમુક ઘાટ ઘડવાને માટે, સોનીને ફરી ફરી ફુંક મારવી પડે છે તે દેવતાને પ્રજ્વલિત કરવાને માટે, પણ ટીકાકારને એક વખત પ્રહાર કર્યા પછી બીજી વખત પ્રહાર કરવાનું મન થાય છે તે તો 'અંતઃક્ષોભ'ને લીધેજ થાય છે, અને એ અંતઃક્ષોભને પરિણામે જે સુન્દર કૃતિ આવિર્ભૂત થાય છે તેનાથી સર્વ કોઈને આનન્દજ થાય છે, તેથી એ ટીકાકારની કળાને સુથાર કે લુહાર કે સોનીની કળાઓ જોડે સરખાવવા કરતાં સંગીતકળા કે અભિનયકળા કે નૃત્યકળા જોડે સરખાવવી એજ વધારે વ્યાજબી છે. અને એ સરખામણીને માટે આપણને ક્યાં આઘા જવું પડે

એમ છે? મરેલાને મારવાની આ રીત નાટકોમાં આપણે કેટલીઓ વાર જોઈએ છીએ! નાટકનું મુખ્ય પાત્ર મૃત્યુને આધીન થયા પછી પડદો પડવા માંડયો હોય તે "વન્સમોર" ના અવાજ થતાં પાછો ઉપાડી લઈને મરેલાને ફરીથી મારવામાં આવતો કોણે નહીં જોયો હોય? શબ થઈને પડેલા શત્રુ આગળ તેની મજાક કરવાના, તેના ચાળા પાડવાના, તેને ગાળો દેવાના અને તે શબ પર ફટકા લગાવવાના હાસ્યજનક પ્રયોગો તો વળી એથી પણ વધારે પરિચિત છે. વૈરના અગ્નિથી ઉકળતો ભીમસેન દુઃશાસનને મારીને તેના રુધિરનું પાન કરવાને કેવો તલસતો હતો તે નાટકોના શોખીન સજ્જનોને સારી રીતે જાણીતું છે. આ ટીકાકારના વીર હૃદયમાં પણ કંઈક એવોજ અગ્નિ ધમતો જણાય છે. લેખકને મારીનેજ નહીં પણ તેનું લોહી પીને પોતાનો ક્રોધાગ્નિ શમાવવો એમ એનું વલણ હોય એવું સ્પષ્ટ જણાય છે. કુરુક્ષેત્રમાં ઘૂમનાર પ્રતાપી યોદ્ધાની પેઠે સાહિત્યક્ષેત્રમાં એ ઘૂમે છે. ભીમસેનની વીરતાનું સ્મરણ કરાવનાર એ પ્રચંડ યોદ્ધાનું અનુકરણ કરવાનું કયા બહાદુર પુરુષને મન નહીં થાય?

પણ વખાણ કરવાનો અત્યારે અવકાશ નથી તેથી એ મીઠું કામ અધવચ છોડી દઈને આપણી ગણત્રીમાંજ આપણે ત્વરિત ગતિથી આગળ ચાલીશું. જેમને લેખ કે પુસ્તકની ભેટ આપી હોય કે જેમને નાટકનો પ્રયોગ જોવાને આમંત્રણ કર્યું હોય કે બીજી કોઈ રીતે ઉપકૃત કર્યાં હોય તેવા મિત્રો સ્વાભાવિક રીતે લેખકના બનાવે

પુસ્તકનાં કે તેણે રચેલા નાટકનાં વખાણજ કરે છે, અને તેની કમાઈ વધારી આપવા માટે બનતી મદદ કરે છે. એ પ્રમાણે કરવામાંજ પોતાની વડાઈ છે એ સત્યનું તેઓને પૂરેપૂરૂં ભાન હોય છે.

એથી ઉલટું જે દ્વેષીઓ હોય છે તે તો સ્વાભાવિક રીતે પુસ્તકમાંથી અનેક નાના મોટા દોષો કાઢવામાંજ પોતાની કુશળતા વાપરે છે, એટલુંજ નહીં પણ લેખકના ખાનગી જીવનની અનેક વાતો બહાર લાવીને તેને ફજેત કરવાની ઉંડી લાગણી તેઓના અન્તરમાં ઉછળતી હોવાથી તેમ કરવાને તેઓ પ્રવૃત્ત થાય છે. વળી, બીજા કોઈ જુદા પ્રસંગ ઉપર બોલાયલા બોલને સંભારીને લેખકના હાલના વિચારો અને તે પ્રસંગ ઉપરના વિચારો વચ્ચેનો વિરોધ તેઓ શોધી કાઢે છે, અને એમ કરીને લેખકને હલકો પાડવાનો સબળ પ્રયત્ન કરે છે.

જેઓને લેખક તરફ એવી મિત્રતા કે શત્રુતા રાખવાનું કંઇ પણ કારણ ન હોય તેવા તટસ્થ વિદ્વાનો માત્ર પોતાની ટીકાકાર તરીકેની આબરૂ જાળવવાને અને પોતાની વિદ્વત્તા બતાવી આપવાનેજ ઉત્સુક હોય છે. એમ કરતાં પ્રશંસા કરવાનું ઠીક પડે તો તેમ ને નિન્દા કરવાનું લાભકારક જણાય તો તેમ કરતાં તેઓ અચકાતા નથી. પણ મોટે ભાગે બહુ વખાણ નહીં ને બહુ નિન્દા નહીં એવી રીતનાં અવલોકનો લખવાનું તેઓ વધારે સલામતીભર્યું ગણે છે.

જેઓ પોતે પુસ્તકો રચતા હોય એવા લેખકોની દૃષ્ટિ વળી જુદીજ હોય છે. તેઓના 'આત્માનો અવિર્ભાવ'

જુદી રીતેજ થાય છે. પોતાના જે પ્રિય વિષયો હોય તે પર બીજો કોઈ લખે નહીં તેની તેઓ ખાસ સંભાળ રાખે છે, અને એવો કોઈ આવે તો તેને બનતા પ્રયત્નથી તોડી પાડવાનો ધર્મ બજાવવાને તેઓ આતુર હોય છે. એ વિષય પર લખવાનો અધિકાર અને આવડત તો પોતાના એકલામાંજ હોય એવી ખુમારી તેઓના આત્મોદ્રેકવાળા હૃદયમાં હમેશાં વાસ કરે છે, અને જગત્‌ની પાસે પોતાની એ માન્યતા સત્ય તરીકે સ્વીકારાવવાનું તેઓના સત્યપરાયણ સ્વભાવને ઘણું અનુકૂળ જણાય છે. વળી લેખનપદ્ધતિ, જોડણી વગેરેના પોતે જો કંઈ ખાસ નિયમો પાળતા હોય તો તે બીજાની પાસે ગમે તેમ કરીને પણ સ્વીકારાવવાને તેઓ આતુર બને છે, અને એ આતુરતાને લીધે બીજાના લેખમાંથી ઉતારા આપતી વખતે પણ પોતાના વિચારને અનુકૂળ એવા ફેરફારો પોતાની મેળે કરી લેવા જેટલું સાવધપણું તેઓથી ભૂલમાં રખાઈ જાય છે. એ લેખકોમાંના કેટલાક પોતાના પુસ્તકનું પોતે જાતેજ અવલોકન કરીને અથવા પોતાના મિત્રો પાસે કરાવીને જુદાં જુદાં પત્રો પર મોકલાવે છે, અને એ પ્રમાણે એ અવલોકનો જાહેર-ખબરોની ગરજ સારે છે.

પૈસા લઈને જેઓ લખતા હોય તેઓ તો મોટે ભાગે પોતાનો લેખ સ્વીકારાય, છાપેલા પત્રનાં પાનાઓ ભરાય, ને પરિણામે સારી અર્થપ્રાપ્તિ થાય એવા વિચારો મોકલી આપવાનુંજ શ્રેયસ્કર ધારે છે. પણ પૈસા આપવાના હોવાથી કંઈ પણ ઝમઝમાટ વગરની ટીકાઓ સ્વીકારતાં પત્રકારો

સંકોચ પામે એ સ્વાભાવિક છે; તેને પરિણામે દ્રવ્યાર્થીઓની ટીકા તો સારીજ હોય એમાં નવાઈ જેવું નથી.

વ્યવહારકુશળ પુરુષો વળી પોતાના કોઇ સમ્બન્ધીના ઉપર ઉપકાર કરવાના ભલા વિચારથીજ કલમ હાથમાં લે છે, અને તે જેથી ખુશ થાય, તેને જેથી ફાયદો થાય એવી રીતનું લખાણુ લખી મોકલે છે.

સર્વકાર્યગ્રાહી બુદ્ધિવાળાઓ એમ વિચારે છે કે રાજકીય, સામાજિક, ધાર્મિક સર્વ વિષયોમાં માથું મારીએ ત્યારે વળી સાહિત્યના મહત્ત્વના છતાં સહેલા વિષયને શા માટે બાકી રાખવો ? એવા સાહિત્યના સેવકોને જાતે લખવાનો અવકાશ ન હોવાથી બીજી બાબતમાં તે પ્રમાણે આમાં પણ બીજા વિષે પોતાના સંગીન અભિપ્રાયો આપીનેજ તેઓ સંતોષ માને છે, અને અભિપ્રાય કેવી રીતનો આપવો તે તો મંદ બુદ્ધિવાળા આ લેખના વાચકો પણ સહેલાઇથી સમજી શકે અને શીખી શકે તેમ છે તો એના જેવી સર્વગ્રાહી બુદ્ધિવાળાને તો એમાં વિચારજ શેનો કરવો પડે ?

દેશવત્સલોના 'ભાવનો પ્રવાહ' કંઇક જુદો માર્ગ લે છે. તેઓને તો દેશાભિમાન જગવે એવાં કાવ્યો, વાર્તાઓ કે નિબન્ધો લખાય તેજ કામનાં લાગે છે, અને તે સિવાયની સઘળી સાહિત્યપ્રવૃત્તિ તેઓ અનુચિત અને બાલિશતા-ભરેલી ગણે છે. દેશોન્નતિનું મહાન્ કર્તવ્ય આપણા શિર પર આવી પડ્યું છે તેવા કાળમાં બીજી ક્ષુદ્ર વસ્તુઓમાં કાળ ગુમાવવો તે વાસ્તવિક કોણ કહેશે ?

રચનામાં હોતી નથી. અસંભવના દોષથી મુક્ત રહીને અતિશયોક્તિ વગેરેનો પણ એવી રચનામાં છૂટથી ઉપયોગ કરવામાં આવ્યો હોય તો તે અસ્થાને નથી. વાંચનારને અમુક પ્રકારનો નિર્દોષ આનન્દ આપવો, સાહિત્ય અથવા સમાજમાં જે દોષો સંભવતા હોય તેનું નિરૂપણ કરવું એટલોજ એ રચના રચનારનો હેતુ હોય છે, અને એ હેતુ પાર પાડવાને માટે પોતાના દોષને પણ હાસ્યનો વિષય બનાવતાં એ અચકાતો નથી અને પોતાની ખામીઓ તરફ જોઇને પણ એ વગર સંકોચે હસી શકે છે. ઉદાહરણ તરીકે, "The Ugly Club" એ નામના હાસ્યરસવાળા નિબન્ધમાં લેખક જાતે પોતાને વિષે નીચે પ્રમાણે કહે છેઃ—

"For my own part, I am a little unhappy in the mould of my face, which is not quite so long as it is broad. Whether this might not partly arise from my opening my mouth much seldomer than other people, and by consequence not so much lengthening the fibres of my visage, I am not at leisure to determine."

(કમનસીબે મારૂં પોતાનું મોં જેટલું પહોળું છે તેના પ્રમાણમાં લાંબું નથી. આનું કારણ શું હશે, બીજાં માણસોના કરતાં હું મારૂં મોં વધારે થોડો વખત ઉઘાડું છું અને તેથી મારા મુખની રેખાઓ એટલી બધી લંબાતી નહીં હોય તેને લીધે એમ થયું હશે કે કેમ તેનો નિશ્ચય મારાથી થઈ શકતો નથી.)

એવોજ દાખલો મોલિયરના "Le Malade Imaginaire" નામના નાટકમાંથી પણ મળી આવે છે. મોલિયરે પોતાનાં કેટલાંક નાટકોમાં દાક્તરોને સારી રીતે બનાવ્યા છે તેના સમ્બન્ધમાં એક પાત્રને મુખેથી પોતાને વિષે એણે નીચલા શબ્દો કહેવડાવ્યા છેઃ—

Now by all that's terrible, if I was a doctor I should be revenged on his impertinence, and if he were ill I would let him die without relief. He should say and do everything in vain. I should not prescribe the slightest bleeding, the smallest clyster, and would say to him, "Perish! Perish! it will teach you another time to make a jest of the faculty."

(જો હું દાક્તર હોઉં તો એની બેઅદબીનો બદલો એને આપ્યા વગર ન રહું, અને એ જો માંદો પડે તો એનું દુઃખ ઓછું કરવાના કંઈ પણ ઉપાય કર્યા વગર હું એને મરવા દઉં. એ ગમે તેટલું કહે અને ગમે તેટલું કરે, પણ હું એને લેખવું નહીં. હું એની કોઈ પણ રીતની દવા કરૂં નહીં, પણ એટલુંજ કહું કે "મરી જા! મરી જા! તું મરીશ એટલેજ તને ખબર પડશે કે દાક્તર લોકોની મજાક કર્યાનું કેવું ફળ મળે છે.")

એજ લેખકનું "The Misanthrope" (જનશત્રુ) નામનું હાસ્યરસનું નાટક છે તેમાં "જનશત્રુ"ના પાત્રની

કલ્પના એણે પોતાની જાત ઉપરથીજ કરી છે અને એવી રીતે પોતાની જાતનેજ ઉપહાસનો વિષય બનાવતાં એ અચકાયો નથી.

આ પ્રમાણે પોતાની જાતને પણ ઉપહાસને પાત્ર ગણતાં સ્ટીલ અને મોલિયર જેવા લેખકો અચકાયા નથી, તો પોતાની આસપાસની સાહિત્ય અથવા સમાજની સ્થિતિ ઉપરથી કેટલાંક દૂષણોને ઉપહાસનો વિષય બનાવતાં કોઈ પણ લેખકને અચકાવાનું શું કારણ? એટલા ઉપહાસ ઉપરથી, લેખકે પોતાની રચનામાં અંગત આક્ષેપો સિવાય બીજું કંઈજ કીધું નથી, એણે જે કંઈ લખ્યું તે કોઈ કોઈના ઉપર હુમલા કરવાના હેતુથીજ લખ્યું છે, અને એમ કરવામાં એ દ્વેષબુદ્ધિથીજ પ્રેરાયો હતો એવું ધારવામાં આવે તેમાં જો કોઈની પણ અનુદારતા હોય તો તે લેખકની તો નથીજ એમ આપણે નિર્ભયપણે કહી શકીશું.

## હાસ્ય સ્વાભાવિક, વિશુદ્ધ અને પરિપૂર્ણ હોવું જોઈએ

હાસ્યરસની રચનાથી હાસ્ય ઉત્પન્ન થાય છે તે વખતે વાચકનાં અંગોમાં કેવો ફેરફાર થાય છે અથવા એના ચિત્તમાં કેવા વિચારો આવે છે, એ વખતે એને પોતાના ચઢિયાતાપણાનું ભાન થાય છે, પોતે કંઈ વિજય મેળવ્યો હોય એવું લાગે છે, પોતે એવી સ્થિતિમાં મૂકાયો હોત તો એવી ભૂલ ન કરત એવા ખ્યાલ ઉત્પન્ન થાય છે કે કેમ તે વિષે ચર્ચા કરવાની આ સ્થળે જરૂર નથી. આ સ્થળે તો આપણે એટલુંજ કહીશું કે અમુક રચનાદ્વારા

ગ્રન્થકારના જે હાસ્યની આપણને પ્રતીતિ થતી હોય તે હાસ્ય જો સ્વાભાવિક, વિશુદ્ધ અને પરિપૂર્ણ હોય તોજ વાચકના હૃદયમાં પણ એવાજ હાસ્યની ઊર્મિઓ ઉછાળાવવામાં તે રચના સફળ નીવડે છે; નહીંતો હાસ્યરસની રચના તરીકે તે નિષ્ફળ જાય છે. કુદરતી રીતે માણસને હસવાનું વલણ થઈ આવે તે વખતે હસવું એજ તેનો ધર્મ છે. એ હાસ્યમાં જો દ્વેષ કે એવો કોઈ દુર્વિકાર ન આવતો હોય તો એ હાસ્યને કૃત્રિમ રીતે દબાવી દેવાનું એને કોઈ પણ રીતનું કારણ નથી. એ હાસ્ય કરતી વખતે બીજા કોઈ આડાતેડા વિચારથી કે અમુક માણસોને પ્રસન્ન કરવાની હદબહારની કાળજીથી એણે પોતાના હાસ્યને ગુંગળાવી નાંખવું ન જોઇએ, પણ એણે ખુલ્લા મનથી હસવું જોઇએ. હાસ્ય કરતાં કરતાં એણે એકાએક ગંભીરતા ધારણ કરવી ન જોઇએ, "હું હાસ્ય કરૂં છું" એવાં વચનો કહેવાને એણે થોભવું પણ ન જોઇએ, પણ પોતાના ઉજ્જવળ હાસ્યમાં પોતાના વ્યક્તિત્વને એણે વિસારી દેવું જોઈએ.

## હાસ્યરસનું વિરોધી તત્ત્વ

એ ઉપરાંત, હાસ્યરસની રચનામાં હાસ્યરસનું વિરોધી તત્ત્વ ન હોવું જોઈએ. કોઈ હાસ્યરસવાળી રચના હોય તેમાં હાસ્ય આવવાને બદલે શોક થાય અથવા ત્રાસ ઉપજે એવું કંઈ પણ કથન કરવામાં આવે તો તે અસ્થાને છે. દુષ્કાળના દુઃખનું નિવારણ કરવાને માટે બાળકોને મારી

નાંખીને તેનું માંસ વાપરવું.'એવી સ્વિફ્ટની સૂચના આ પ્રકારની છે, અને "પંડિત શ્રીયુત નારાયણશાસ્ત્રી"ની વાર્તામાં "भार्या रूपवती शत्रुः॥" એ વચનને આધારે શાસ્ત્રીજી પોતાની રૂપવતી ભાર્યાની આંખમાં લોઢાની સળી ખોસી દે છે, તે બૂમો પાડે છે અને રોય છે, તેની એક આંખમાંથી લોહી અને બીજી આંખમાંથી પાણી વહે છે, તે જોઈને શાસ્ત્રીજી સન્તોષ પામે છે, અને પછી "एकाक्षी कुलनाशिनी॥" એ સૂત્ર સાંભરી આવ્યાથી બીજી આંખ પણ ફોડી નાંખે છે એ વૃત્તાન્તમાં પણ કંઈક આવી રીતનો દોષ થતો હોય એવું આ લેખકને જણાય છે.

### સુરુચિનો ત્યાગ

હાસ્યરસવાળી રચનામાં સુરુચિનો ત્યાગ પણ ન થવો જોઈએ. આ વાત સર્વ કોઈ સ્વીકારે એવી હોવાથી એ વિષે વધારે વિસ્તાર કરવાની આ સ્થળે જરૂર લાગતી નથી. સુરુચિનો ત્યાગ થયાના એકાદ બે દાખલા સ્વ. નવલરામભાઈની "ભટનું ભોપાળું" એ નામની ઉત્તમ રચનામાં પણ જોવામાં આવે છે એ લગાર નવાઈ જેવું છે.

### હાસ્ય અને કરુણ

હાસ્યરસવાળાં નાટકોમાંથી ઉપર આપણે કેટલાક ઉતારાઓ આપી ગયા છીએ; પણ તે ઉપરાંત કરુણરસવાળાં નાટકોમાં પણ હાસ્યરસ ઘણો ઉપયોગી થઈ પડે છે. કરુણરસ અને હાસ્યરસ એ બેઉ ચિત્રો ઘણાં પાસે પાસે

મૂકાવાથી કેટલીક વખતે કરુણુરસમાં ઘણો વધારો થાય છે. "હૅમ્લેટ" ના નાટકનો "Grave-digger" (કબર ખોદનાર) નો પ્રવેશ કબર આગળનાં "Grave-digger" (કબર ખોદનાર) નાં વચનોને લીધે કબરની ભયાનકતામાં વધારો કરે છે અને ત્યાર પછી ઑફીલિયાનું શબ લઇને તેનો ભાઈ વગેરે આવે છે તે દેખાવની અસર પણ એ હાસ્યરસના સંમિશ્રણુથી વધારે મજબૂત થાય છે. "કિંગ લિયર" ના નાટકમાં પણ કુદરતનાં ભયંકર તોફાનોને વખતે કિંગ લિયર અને મશ્કરાનાં પાત્ર સાથે સાથે મૂકાવાથી એવોજ હેતુ સિદ્ધ થાય છે; અને "ઍન્ટની અને કિલયોપૅટ્રા" એ નાટકમાં ઝેરી સર્પ વેચનાર ગામડિયાના "I wish you joy of the worm" એ વચનથી પણ એવોજ અર્થ સરે છે. એ ઉપરાંત કોઈ વખતે કરુણુરસના અતિશયથી હૃદયનું ઘણું તંગ ખેંચાણુ થયું હોય તે વખતે હાસ્યરસના પાત્રનો પ્રવેશ માત્ર થવાથી આપણે એકદમ નવી સ્થિતિમાં મૂકાઈએ છીએ અને એના એક અટ્ટહાસ્યની સાથે આપણા હૃદય ઉપરનો સઘળો ભાર ખસી જાય છે.

## ગંભીરતા

હાસ્યરસની રચનામાં ગંભીરતા એ અસ્થાને છે. એવી રચનામાં તુચ્છ વિષયોના સમ્બન્ધમાં ગંભીર વચનો ઉચ્ચારવામાં આવે એવું તો ઘણી વાર બને છે, પણ તે ગંભીરતા ખરેખરી નહીં પણ ઉપલકિયાજ હોય છે, અને હાસ્યરસની નિષ્પત્તિ થાય એજ એ ગંભીરતાનો હેતુ હોય

છે. આ પ્રમાણે હાસ્યરસની રચના ગંભીરતાહીન હોય એ એ પ્રકારની રચનાનું દૂષણ નથી, પણ ભૂષણ છે.

વાચાળતા

હાસ્યરસની રચનામાં વાચાળતા પણ સાધારણ રીતે હોય છેજ. કેટલાક રમૂજી ટુચકાઓ ઘણા ટૂંકા હોય છે એ ખરૂં, પણ તે આપણને વાકચાતુર્ય (Witticism) નાજ દાખલાઓ પૂરા પાડે છે. હાસ્યરસ (humour)ની નિષ્પત્તિને માટે તો કંઈક વાચાળતાનીજ જરૂર પડે છે. મોલિયરનાં હાસ્યરસવાળાં નાટકોમાં ભાગ્યે બે પાનાં એવાં જતાં હશે કે જેમાં એવી વાચાળતા નહીં જોવામાં આવતી હોય. મૂર્ખ માણસની મૂર્ખતાને ઉઘાડી પાડવાને માટે એના મુખમાં અનેક શબ્દો મૂકવાની નાટકકારને ઘણી વખતે જરૂર પડે છે. આજ કારણથી મોલિયરના એક નાટકમાં વૃદ્ધ વયે પરણવા ઇચ્છનાર માણસના મુખમાં નીચે પ્રમાણેનાં વચનો મૂકવામાં આવ્યાં છેઃ—

ડોસો—શું હું મારો ઇરાદો છોડી દઇશ? શું, સાહેબ, તમે એમ ધારો છો કે હવે હું પરણવાને લાયક નથી? મારી ઉમ્મર કેટલી થઈ છે તે વાત તમે જવા દો, અને ખરેખરી વસ્તુસ્થિતિ શી છે તેનોજ તમે વિચાર કરો. ત્રીસ વરસનો માણુસ હશે તે પણ શું મારા કરતાં વધારે મજબૂત અને તંદુરસ્ત હશે ખરો? મારાં સઘળાં અવયવો જોઈએ તેવાં મજબૂત નથી?

મારે કોઈ દહાડો ગાડીમાં બેસવાની જરૂર પડે છે? (પોતાના દાંત બતાવીને) હું દિવસમાં ચારે વખત ખાસી મજેથી જમતો નથી? અને કોઈની પણ પાચનશક્તિ મારા કરતાં વધારે મજબૂત હશે ખરી? ઉંહ્! ઉંહ્! કેમ, આ બધાંનું તમે શું કહો છો?

ગૃહસ્થ—તમારૂં કહેવું ખરૂં છે. મારી ભૂલ હતી. તમારે પરણવુંજ જોઇએ.

ડોસો—હું જાતે અગાઉ પરણવાની વિરુદ્ધ હતો. પણ હવે મને પરણવાની તરફેણમાં મજબૂત કારણો જણાયાં છે. એક સુન્દર સ્ત્રી ઉપર અધિકાર ચલાવ્યાનો આનન્દ મને મળશે; એ સ્ત્રી મને લડાવશે, મને રમાડશે, અને હું થાકી જઇશ ત્યારે મને હીંચકામાં ઝુલાવશે. એ આનન્દ ઉપરાંત મને વિચાર આવે છે કે હું નહીં પરણું તો અમારો વંશ આખો નાબુદ થશે; પણ જો પરણીશ તો અન્યદ્વારા મારૂં જીવન ટકી રહેલું મારા જોવામાં આવશે. મારા જેવાંજ બાળકો મારાથી ઉત્પન્ન થયેલાં જોવાનો સન્તોષ મને મળશે. એ બાળકો ઘરમાં આખો દહાડો રમ્યાં કરતાં હશે, હું બહારથી આવીશ ત્યારે તેઓ 'બાપા' 'બાપા' કહીને મને બોલાવશે, અને પોતાની ગાંડી ગાંડી વાતો કર્યુંને

ઘણી પ્રિય લાગે તેવી રીતે કરશે. રે! અત્યારેજ એ બાળકોનો પિતા હું થઈ ચૂકયો હોઉં એવું મને લાગે છે, અને અડધોએક ડઝન છોકરાંઓને મારી આસપાસ વીંટળાઈ વળેલાં હું જોઉં છું.

હૅમ્લેટના ગાંડપણનું કારણ પોતે શોધી કાઢયું છે એવા ખોટા અભિમાનથી મલકાતો મલકાતો પોલોનિયસ પોતાના રાજા આગળ પોતાના અનુમાનનું કારણ રજુ કરે છે તે વખતે પણ—

"That he is mad, 'tis true; 'tis true 'tis pity, and pity 'tis 'tis true..."

વગેરે વચનોમાં એવોજ વિસ્તાર કરવામાં આવેલો આપણે જોઇએ છીએ, અને એ સિવાય હાસ્યરસની નિષ્પત્તિને માટે વાચાળતા કેટલી જરૂરની છે તેના બીજા પણ ઘણા દાખલાઓ આપી શકાય.

પણ આ લખાણ હાસ્યરસની નિષ્પત્તિને માટે લખાયલું નથી એટલે એમાં વાચાળતાની જરૂર નથી એમ સમજીને આટલેથીજ હું વિરમીશ.

(વડોદરામાં મળેલી ચોથી સાહિત્ય પરિષદ્‌માં વંચાયલો નિબન્ધ, સં. ૧૯૬૮, ઇ. સ. ૧૯૧૨)

સાહિત્ય પરિષદ્‌માં જવું તો ખાલી હાથે ન જવું એ વિચારથીજ હું આ નિબન્ધ લખવાને પ્રેરાયો છું. હાલમાં તો ગુજરાતી વાઙ્મય કરતાં સંસ્કૃત વાઙ્મયનો અભ્યાસ કરવામાં મારો સમય વધારે રોકાય છે એટલે મારા ખાસ અભ્યાસનો વિષય બનેલા કોઈ ગુજરાતી સાહિત્યને લગતા મહત્ત્વના પ્રશ્નની ચર્ચા કરવાનું કામ આ પરિષદ્‌ને અંગે મારાથી ઉપાડી લેવાય એમ નથી. ઉપાડી લેવાય એમ હોત તોપણ એવી કોઈ વિસ્તૃત ચર્ચાને માટે આ પ્રસંગે મને અવકાશ કે અનુકૂલતા નથી. આવી સ્થિતિમાં એક તદ્દન સામાન્ય વિષય ઉપર મને જેમ ફાવે તેમ થોડીઘણી 'ફેંકાફેંક' કરીને હું સન્તોષ માનું તો તે ક્ષમ્ય ગણાશે.

વિદ્યાના વ્યામોહમાં ફસાવું, પંડિતાઇના ભારે વાતાવરણમાં ગુંગળાવું, ગંભીર વિચારોના ઉંડા ગર્તમાં ગરક થઈ જવું એ કેટલાકને અત્યન્ત અરુચિકર અને ત્રાસદાયક થઈ પડે છે, એ આપની જાણ બહાર નહીંજ હોય. એ વિદ્યા, એ પંડિતાઈ, એ ગંભીરતા સાહિત્યપરિષદ્‌ના અગ્રગણ્ય કાર્યવાહકોનું પણ માથું ફેરવી નાંખે એવો ભય મને સાવ અકારણ નથી લાગતો. એ અણગમતી અને અકારી વસ્તુને વેગળી રાખવાનો અહીં પ્રયત્ન કરીશ. પંડિતાઈનાં પોટલાંઓ બાંધી લાવીને તેમાંથી નવા, જૂના, રફુ કરેલા જુદા જુદા નમૂનાઓ તમારી આગળ રજુ કરવાનો પ્રયત્ન હું નહીં આદરૂં. ચાલતી પ્રણાલિકાની બહારનો ગણાયલો–out of fashion થયેલો–પંડિતાઇનો માલ પરાણે ઘોંચવાની પ્રગલ્ભતા હું નહીં કરૂં. જે કંઈ પાંડિત્યવિહોણું તે પ્રતિભાસંપન્ન એવી વ્યાપ્તિ જો બાંધી શકાતી હોય તો મહત્ત્વાકાંક્ષાના આ જમાનામાં મારી મહત્ત્વાકાંક્ષા મને એટલું કહેવાને તો પ્રેરે કે આ નિબન્ધ પાંડિત્યવિહોણો તો છેજ.

થોડા વખત ઉપરજ આધુનિક ગુજરાતના એક સમર્થ સાક્ષરે પોતાના વિદ્વત્તાપૂર્ણ અને મનનયુકત ભાષણમાં–રે! વિદ્વત્તાપૂર્ણ બીલકુલ નહીં પણ મનનયુકત, અને તે પણ મનનનો ભાર બહુ લાગે નહીં એવા મનનયુકત ભાષણમાં જણાવ્યું હતું કે "આપણે તો ઝપાટાબંધ લખી શકાય અને વગર તસ્દીએ વાંચી શકાય એવું સાહિત્ય જોઇએ છે." આ નિબન્ધદ્વારા અત્યારે મારે એવુંજ સાહિત્ય પૂરૂં

પાડવું છે, કારણ કે (એક ખાનગી વાત હું જાહેરમાં મૂકું તો) તેમ કરવાનીજ મને ફાવટ આવે એમ છે. વિદ્વત્તાને કોરે મૂકવાની હોવાથી એ નિબન્ધ ઝપાટાબંધ લખી શકાશે અને મારો પોતાનો લખેલો હોવાથી જરૂર પડશે તો વગર તસ્દીએ વાંચી પણ શકાશે એવો મને ભરોસો છે.

કમનસીબે નિબન્ધના સ્વરૂપનું સાહિત્યજ હું આ સમયે પૂરૂં પાડી શકીશ, કારણ કે સાહિત્યપરિષદ્‌માં આવનારાઓએ રજુ કરવા હોય તો નિબન્ધોજ રજુ કરવા એ પુરાણી પ્રથા હજી ચાલુ છે. એ પ્રણાલિકાનો ભંગ હજી થયો નથી, અને નિબન્ધોને બદલે ઝપ દેતું કે લખાઈ જાય અને સરર દેતું કે વંચાઈ જાય એવું બીજું—કંઈ નવુંજ—દાખલ કરવાની નવી પ્રણાલિકાનો આરંભ હજી કોઇએ કર્યો નથી, ત્યાં સુધી નિબન્ધના થોડે ઘણે અંશે પણ ઠાવકાઠુમકા સ્વરૂપમાંજ મારા વિચારો રજુ કર્યા વિના મારો છૂટકો નથી. સાહિત્યના વિવિધ પ્રકારોમાં નિબન્ધની પણ ગણના થાય છે એજ મારે આશ્વાસનનું એક કારણ છે.

કાવ્ય, નાટક, નવલકથા, નિબન્ધ, ઇતિહાસ, જીવન-ચરિત્ર, પ્રવાસવર્ણન—અને રેખાચિત્રો—એ સર્વ રચનાઓને આપણે શુદ્ધ સાહિત્યનાજ જુદા જુદા પ્રકાર તરીકે ગણી શકીએ. કવિતા રચનારાઓ કાવ્યને સાહિત્યનું ઉત્તમાંગ ગણીને ભલે તેને સર્વોપરિ પદ આપે, નાટકકારો 'काव्येषु **नाटकं रम्यम्**' એ ઉક્તિનું ભલે આપણને સ્મરણ કરાવે, નવલકથાકારોને નવલકથામાંજ "નવા સાહિત્યના ઉચ્ચામાં

ઉંચા પ્રચલિત આદર્શો” ભલે જણાય, રેખાચિત્રનાં ચીતરનારને તેમનાં ચિત્રોમાં દીસી આવતી બુદ્ધિની ઝીણવટને માટે ભલે આપણે અભિનન્દન આપીએ, સાહિત્યની એ જુદી જુદી રચનાઓમાં જ્યાં જ્યાં સ્નેહ, સરળતા, સત્ય અને સૌન્દર્ય આપણા જોવામાં આવશે, જ્યાં જ્યાં વિચારની અપૂર્વતા, મનોહરતા કે ઓજસ્વિતા આપણે નિહાળીશું, જ્યાં જ્યાં વાણીની મધુરતા, વિશુદ્ધિ કે જુસ્સો આપણને દેખાશે, જ્યાં જ્યાં કલ્પનાના લાલિત્ય કે ગૌરવનો આપણે અનુભવ કરીશું, જ્યાં જ્યાં પ્રતિભાની સચોટ છાપ પડેલી આપણને દૃષ્ટિ-ગોચર થશે ત્યાં ત્યાં સાહિત્યના અવનવા અને અવિનશ્વર અંશોનું આપણે ભાન કરીશું અને તે તે કૃતિઓને સાહિત્યની અમર કૃતિઓ ગણીને તેના તરફ આદરની નજરથી આપણે જોઈશું. એ કૃતિઓ વડે માનવહૃદયનાં કે કુદરતનાં સનાતન સત્યોને ઉથલાવી પાડવાનો નિષ્ફળ પ્રયત્ન ન આદરવામાં આવ્યો હોય, એ કૃતિઓમાં આપણા ઇતિહાસસિદ્ધ પ્રાચીન ગૌરવને જબરો આઘાત કરે એવાં તત્ત્વો અજાણતાં પણ ઘુસી જવા ન પામ્યાં હોય તો એની ઉચ્છૃંખળતા પણ આપણે સહન કરીશું, એનાં ઉચ્છેદક તત્ત્વો પણ આપણને આવકારદાયક લાગશે, એનો પ્રણાલિકાભંગ પણ આપણને કંઈ અજબ આકર્ષણશક્તિ ધરાવનારો જણાશે; કારણ કે એક સહૃદય અંગ્રેજી લેખકે કહ્યું છે તે પ્રમાણે “કયો સાહિત્યકાર સુધારક નથી ? કોઈ વાણીનો સુધારક હોય છે તો કોઈ વિચારનો.” એ લેખકના અભિપ્રાય પ્રમાણે

પ્રણાલિકાભંગ કરવાની વૃત્તિ એ સર્વ સાહિત્યકારોનો સામાન્ય ધર્મ છે.

પણ સાહિત્યની એ જુદા જુદા પ્રકારની રચના કામની શી?

बुभुक्षितैर्व्याकरणं न भुज्यते
पिपासितैः काव्यरसो न पीयते।

સાહિત્ય શું આપણી ક્ષુધા મટાડશે? સાહિત્ય શું આપણી તૃષા છીપાવશે? જો સાહિત્યથી એમાંનું કંઈ બની શકે નહીં તો સાહિત્ય શા અર્થનું? સાહિત્યનો ઉપયોગ શો? એ પ્રશ્ન પૂછી શકાય અને ઘણી વાર પૂછાય છે પણ ખરો. મનુષ્ય એ કેવું સ્વાર્થી પ્રાણી છે! અમુક વસ્તુનું મૂલ્ય આંકતાં આપણે તેની ઉપયોગિતા કેટલી છે તેનું વજન કાઢવા તાજવાં કાટલાં લઇને બેસી જઇએ છીએ! એવી વાણિયાશાહી વૃત્તિ કુદરતને અનુસરનારી પણ નથી તેમ સત્યનો સાક્ષાત્કાર કરાવનારી પણ નથી. આપણે બોલીએ ચાલીએ છીએ, આપણે યથેચ્છ તડાકા મારીએ છીએ, આપણે મનગમતી મોજ માણીએ છીએ ત્યારે શું હરહંમેશ આપણી પ્રવૃત્તિની ઉપયોગિતાનો આપણે વિચાર કરવા બેસીએ છીએ? એવા જડ ઉપયોગિતાવાદને આપણા સઘળા જીવનવ્યવહારનું ધ્યેય બનાવી દઈશું તો કાળે કરીને આપણે એવું પણ પૂછતા થઈશું કે "આપણાં ઘરડાં અને અપંગ થયેલાં, કંઈ પણ કામ ન કરી શકે એવાં માતપિતાનો ઉપયોગ શું?

શા માટે તેઓએ ન મરી જવું જોઈએ?" એવું બેહુદું ઉપયોગિતાવાદનું ધોરણ જીવનનું નિયામક કદી બની શકતું નથી, બનવું જોઇતું પણ નથી. મિત્રોની સાથે સંભાષણમાં યથેચ્છ વચનો આપણે ઉચ્ચારીએ છીએ. એવું પ્રત્યેક વચન ઉચ્ચારતી વખતે શું આપણે તેની ઉપયોગિતાનો વિચાર કરવા થોભીએ છીએ? બાળક પોતાની માતાની ગોદમાં સૂતું સૂતું પોતાના હાથ પગ હલાવે છે, નિમિત્ત વગર તે હસે છે અને રડે છે, કાળે કરીને પોતાની બોબડી તોતડી વાણીનો પ્રવાહ તે ચલાવ્યું જાય છે તે વખતે એ હલનચલનની ક્રિયા, એ હાસ્ય અને એ રુદન, એ બોબડી તોતડી વાણીની ઉપયોગિતાનો વિચાર કોને આવે છે? પોતાની ગોદમાં સૂતેલા અને હાથ પગ હલાવતા બાળકને જોઈને માતા હરખાય છે, હસતા બાળકનું સ્હેજસ્હેજ જણાતી દંતકળીઓવાળું મુખ નિહાળી તે મુગ્ધ બને છે, એની બોબડી તોતડી વચઃપ્રવૃત્તિ અવ્યક્ત વર્ણવાળી હોવાથીજ વિશેષ રમણીય લાગે છે, અને ધૂળમાં રમવાથી કંઈક મેલું થયું હોવા છતાં એવું બાળક જ્યારે પોતાના પિતાના ખોળામાં બેસવાની ઇચ્છા દર્શાવે છે ત્યારે તે પિતા પોતાનાં કપડાં બગડશે એવા વિચાર કરવા થોભતો નથી, પણ તે બાળકને હોંશથી અને પ્રેમથી ઉપાડી લઈ પોતાના ખોળામાં બેસાડે છે અને એવા અનુભવ મેળવતાં તે પોતાનું સદ્ભાગ્ય માને છેઃ—

धन्यास्तदङ्गरजसा मलिनीभवन्ति॥

એવા પ્રસંગોમાં ઉપયોગિતાને કોના હૃદયમાં સ્થાન મળી શકે? એવા પ્રસંગો 'જીવનનો ઉલ્લાસ' પ્રકટ કરનારા છે, ઉપયોગિતાના વિચારોને પ્રેરનારા નથી. સાહિત્યકાર પણ જ્યારે પોતાની લેખનપ્રવૃત્તિ આદરે છે ત્યારે તે ઉપયોગિતાવાદનું અવલમ્બન કરતો નથી. અમુક કથન કરવાનો એને ઉમળકો થઈ આવે છે, એ કથન કર્યા વિના એનાથી રહેવાતું નથી, આન્તર પ્રેરણા અમુક દિશા તરફ એને ખેંચી લઈ જાય છે, અને એ વહ્યો જાય છે. શિષ્ટ અને સંસ્કારી વાચકહૃદયમાં એના ઘોષનો પ્રતિઘોષ સંભળાય છે, કનૈયાની વેણુના સૂરથી જેમ ગોપિકાઓ વિહ્વળ થઇ તેમ સાહિત્યના એ કનૈયાના સૂરથી વાચક પણ વિહ્વળ બને છે, અને આનન્દના ઉછળતા ઓઘમાં વિવશ બનીને એ તણાયો જાય છે. કયો ઉપયોગિતાવાદ કે નિરુપયોગિતાવાદ લેખક અને વાચકના એ અજબ આકર્ષણે રચાયલા અન્યોન્યના વ્યવહારને શિથિલ કરી શકે?

'અજબ આકર્ષણે ખેંચાય સાંકળ એ જ જુદી!'

લેખકના તથા વાચકના હૃદયને એકબીજાની પાસે ખેંચનારી આ સાંકળ કયાં તત્ત્વોને લીધે પોતાની મજબૂતી મેળવે છે એ વિષય અતિ અગત્યનો છે અને દરેક સંસ્કારી પ્રજાના વિવેચનસાહિત્યમાં એને મહત્ત્વનું સ્થાન અપાયું છે. ગણિતશાસ્ત્રની ચોક્કસાઈથી એ તત્ત્વોની ગણના કરવી એ તો અશક્યજ છે, કારણ કે

व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतु-
र्न खलु वहिरुपाधीन्प्रीतयः संश्रयन्ते ॥

કોઈ છૂપું કારણ પદાર્થોને એકબીજાના સંગમાં જોડે છે, બહારની ઉપાધિઓ ઉપર પ્રીતિનો આધાર નથી રહેતો. એ નિયમ એકબીજાનો સહયોગ સાધવા ઇચ્છતાં સ્ત્રીપુરુષને જેટલો લાગુ પડે છે તેટલોજ સાહિત્યપ્રવૃત્તિના લેખકવાચકના વ્યવહારને પણ તે લાગુ પડે છે, છતાં એ તત્ત્વો ક્યાં ક્યાં છે અને તેનું ઉંડું સ્વરૂપ કેવું છે તે તપાસવાનું સાહસ ઝપ દેતું કે લખાઈ જાય અને સપ દેતું કે વચાઈ જાય એવા સાહિત્યથીજ સન્તોષ ન માનનારા અને ગંભીર 'ચર્ચામાં ઉતરનારા અનેક વિચારકોએ કર્યું છે. પણ હું આજને પ્રસંગે એવા સાહસમાં નહીં પડું, કારણ કે તે માટે સમય નથી એટલુંજ નહીં પણ એવી રીતની વિદ્વત્તાના આડંબરવાળી તપાસણી આ લેખના આરંભની પ્રતિજ્ઞાની વિરોધી છે.

સાહિત્યની તેમજ જીવનની પ્રવૃત્તિઓનું મૂલ્ય આંકવાને માટે સ્થૂળ બુદ્ધિથી સ્વીકારાયલા કેવળ શુષ્ક ઉપયોગિતાવાદનું ધોરણ આપણને ચાલી શકે એમ નથી એ આપણે ઉપર જોઇ ગયા. છતાં ઝીણવટથી જોનારને સમજાશે કે જીવનનો કોઈ પણ વ્યવહાર તદ્દનજ અર્થવિહોણો નથી હોતો. આપણે કંઈજ કરતા નથી હોતા, આપણે આરામજ લેતા હોઈએ છીએ, આપણી કોઈ પણ જાતની પ્રવૃત્તિજ નથી હોતી ત્યારે પણ એ નિષ્પ્રવૃત્તિ વડે અમુક અર્થની સિદ્ધિ આપણે પ્રાપ્ત કરીએ છીએ; કારણ કે એ નિષ્પ્રવૃત્તિ, એ આરામ, એ અક્રિયતા વડે આપણું ગુમાવાયલું જીવનબળ

આપણે ફરીથી મેળવીએ છીએ અને આપણી ભવિષ્યની પ્રવૃત્તિઓને નવો વેગ આપનારૂં સાધન આપણે સંઘરીએ છીએ. આપણે પૂર્વાપરના સમ્બન્ધનો વિચાર કર્યા વિના લૉજિક( તર્કશાસ્ત્ર )ને તિલાંજલિ આપીને, કેવળ ગંભીરતા-વિહોણી રીતિએ ક્ષુલ્લક જણાતા વિષયો ઉપર મિત્રો સાથે વાર્તાલાપ કરતા હોઇએ છીએ, ઠંડા પહોરના ગપાટા મારતા હોઇએ છીએ, પ્રેમગોષ્ઠી કરતા હોઈએ છીએ કે ઠઠ્ઠામશ્કરીમાં વ્યાપૃત થયા હોઈએ છીએ ત્યારે પણ કંઇક એવાજ પ્રકારનાં અર્થની સિદ્ધિ થાય છે. બાળકનું હલનચલન, તેનું હસવુંરડવું, અને તેની બોબડી તોતડી વચનપ્રવૃત્તિ એ સર્વની રમણીયતા આપણે નિહાળીએ છીએ અને જીવનનો ઉલ્લાસ અનુભવીએ છીએ, પરન્તુ જેઓ જાણનારા છે તેઓ કહે છે કે એ હલનચલન, એ હાસ્યરુદન, અને એ અવ્યક્ત વાણીની પ્રવૃત્તિ પણ અમુક અર્થનાં સાધક છે, બાળકના શારીરિક તેમજ માનસિક વિકાસને માટે એ જરૂરનાં છે, અને તંદુરસ્તીનાં એ પોષક છે.

એજ દૃષ્ટિએ સાહિત્યથી થતી અર્થસિદ્ધિનો આપણે વિચાર કરીએ છીએ ત્યારે આપણને એમ લાગ્યા વિના રહેતું નથી કે કઈ વાણીથી એ વર્ણવી શકાશે? પ્રજાના ઉંચામાં ઉંચા આદર્શો, પવિત્રમાં પવિત્ર ભાવનાઓ, ઉત્કટમાં ઉત્કટ ઇચ્છાઓ સાહિત્ય વડે વ્યક્ત થાય છે અને સાહિત્ય વડેજ પોષણ પામે છે. પ્રજાના ઉંડા અભિલાષો અને તીવ્ર લાગણીઓને સ્પષ્ટ અને સુભગ સ્વરૂપમાં રજુ કરનાર સાહિત્યકાર છે. સાહિત્ય એજ પ્રજાનું જીવન છે એમ કહેવામાં

અત્યુક્તિનો દોષ થતો હોય એવું માનવાને લેશ પણ કારણ નથી. પ્રજાના જીવનવ્યવહારની સૂક્ષ્મ વિગતો ઉત્પન્ન થાય છે અને લય પામે છે. પ્રજાનું ખરૂં જીવન તો તેના સાહિત્યગ્રન્થોમાંજ ચિર કાળને માટે નોંધાયલું હોવાથી, અમરતાને પામ્યું હોવાથી જેવું ને તેવું ખડું રહેલું, ખરેખરી જીવનની સ્થિતિ ભોગવતું આપણે જોઈએ છીએ. ભૂતકાળની પ્રજાને જો તેના શુદ્ધ અને સાચા સ્વરૂપમાં તમારે જોવી હોય તો તેનું સાહિત્ય તમે વાંચો. પ્રાચીન ભારતનો મહિમા તમારે જાણવો અને સમજવો હોય તો પ્રાચીન ભારતના સાહિત્યગ્રન્થોને તમે ઉકેલો. ભૂતકાળને સંઘરી રાખનાર, વર્તમાનને વેગ આપનાર, ભવિષ્યની આશા પ્રકટાવનાર જે મહાશક્તિ તે સાહિત્યની છે. ‘દુઃખપ્રધાન સુખ અલ્પથકી ભરેલી’ આખી આલમનાં દુઃખ અને દર્દોને જો તમારે ભીટાવવાં હોય, અણમૂલાં આશ્વાસનો જો તમારે મેળવવાં હોય, વ્યવહારની વિષમતાઓ જો તમારે વિસારવી હોય, સુખનાં સ્વપ્નો જો તમારે નિહાળવાં હોય તો સાહિત્યને સેવો. મનુજહૃદયને ગુંગળાવતું અન્ધ તિમિરનું પૂર જ્યારે ચઢી આવે છે ત્યારે એ ‘હર્ષરિપુ’ તિમિરના પૂરને દૂર હઠાવનાર પ્રકાશ સાહિત્યનો છે.

“મ્હારા હૈયાની વાતડી પૂછશો મા” એવું મનમાં આણીને જે વાત આપણે મિત્રોથી પણ ખંતથી છૂપી રાખી હોય તે સાહિત્યકાર કોણ જાણે ક્યાંથીએ જાણી જાય છે, અને આપણી વ્યથાને વધાર્યા વિના, આપણા અભિમાનને આઘાત લગાડ્યા વિના, આપણી લજ્જાને

ખસેડ્યા વિના કોણ જાણે કેવી રીતે આપણા અન્તરના અન્તરને ઓળખનાર એ આપણો મિત્ર થઇ બેસે છે. રા. મુનશીની નવલકથાઓ વાંચતાં એવો આભાસ તમને કોઈ વાર નથી થયો કે આપણા પોતાના હૃદયની વાત કંઈક ન સમજાય એવી રીતે જાણી લઇને લેખકે પોતાની નવલકથામાં તે વણી લીધી છે? એવો આભાસ જો તમને થયો હોય તો તેજ એ લેખકની નવલકથાઓ લોકપ્રિય થયાનું મોટામાં મોટું કારણ છે.

એજ લેખકનો 'ગુજરાતના જ્યોતિર્ધરો' એ વિષેનો અપૂર્ણ લેખ મેં થોડા વખત પર વાંચ્યો. મારા એક મિત્ર સાંભળતા હતા તેઓ એ લેખ અડધો વંચાયો ન વંચાયો એટલામાં તો કંટાળી ગયા અને બોલી ઊઠ્યા: "આમાં તો આખો ગુજરાતનો ઇતિહાસ ડ્હોળ્યો જણાય છે." બીજી રીતે કહીએ તો મારા મિત્રનો અભિપ્રાય એવો હતો કે ગુજરાતના ભૂતકાળ વિષેની રા. મુનશીની 'વિદ્વત્તા' એમાં ભારોભાર ઠલવાયલી હતી, અને એ લેખ લોકભોગ્ય ન્હોતો રહ્યો, પણ વિદ્વદ્ભોગ્ય બની ગયો હતો.

આ સ્થિતિથી સ્વાભાવિક રીતે એ પ્રશ્ન ઊઠે છે કે આપણે ગમે તેટલું ઇચ્છીએ તોપણ વિદ્વદ્ભોગ્ય અને લોકભોગ્ય એવી રીતના વિભાગ પાડવાની પ્રણાલિકાનો ભંગ કરવાનું આપણાથી ખરેખરૂં બની શકશે ખરૂં? વિદ્યાને આપણે દુર્વ્યસન ગણીએ છતાં કમનસીબે આપણે એ વ્યસનમાં થોડા કે ઘણા પણ ફસેલા છીએ, વિદ્યાથી

વિમુક્ત આપણે રહી શક્યા નથી, અને એ વિદ્યાનું વિષ આપણી કૃતિમાં પણ પ્રવેશ પામ્યા વિના રહેતું નથી. નવલકથાનું સાહિત્ય આપણે રચતા હોઇએ તો તેમાં પણ એ વિષ કવચિત્ કવચિત્ ભળી જાય છે. કદાચ તેમ ન થાય એની લેખક ખાસ સંભાળ રાખે તોપણ સર્વેએ નવલકથાજ રચવી એવો આકરો નિયમ વિદ્યાના વિનાશને ખાતર આપણે કરીએ એવું બની શકશે ખરૂં? એ નિયમ લેખકોને ફાવશે? એ નિયમ વાચકોને ભાવશે? એ નિયમ સાહિત્યને બહુલાવશે?

જો એમ ન હોય તો જેને જેમ લખવું હોય તેમ લખવા દો. જેને સાહિત્યનો જે પ્રકાર અનુકૂળ પડે તે તેજ પ્રકારને ભલે સેવે! વિદ્યાના વ્યાસંગીને વિદ્વદ્ભોગ્ય સાહિત્ય પૂરૂં પાડવા દો. વિદ્યાનું દુર્વ્યસન જેને લાગ્યું હોય એવા માણસો કંઈ થોડા નથી. એ દુર્વ્યસનમાંથી આપણે તેઓને છોડાવી શકીએ એમ નથી. જે વિષપાન કર્યા વિના તેમનાથી રહેવાતું નથી તે વિષપાન ભલે તેઓને પૂરૂં પાડવામાં આવે! વિદ્યાના વિરોધીઓ નવલકથા-આદિ લોકભોગ્ય સાહિત્ય પૂરૂં પાડશે. સાહિત્યદ્વારા જો આત્માનો આવિર્ભાવ થતો હોય તો વિદ્યા, અનુભવ વગેરેથી જે સંસ્કૃતિને લેખક પામ્યો હોય તેજ સંસ્કૃતિની છાપ તેના ગ્રન્થો ઉપર પડ્યા વિના રહેશે નહીં. લેખકનો આત્મા જો ઓજસ્વી હશે તો તેનો આવિર્ભાવ ગમે તે સ્વરૂપમાં થાય છતાં વાંચનારને તે આવકારલાયકજ જણાશે. ઇતર પ્રજાઓના સાહિત્યની સરખામણીમાં ગુજરાતના

સાહિત્યને પણ મોખરે મૂકી શકાય એવું સમૃદ્ધ આપણે કરવા માંગતા હોઇએ તો આપણા સાહિત્યનો સર્વદેશી વિકાસ થવાની જરૂર છે. સાહિત્યનાં અનેક ક્ષેત્રો હજી લગભગ અણખેડાયેલાં જેવાંજ છે. કર્તવ્યનો પ્રદેશ વિશાળ છે. કામ કરનારા થોડા છે. સાહિત્યની સેવા કરવાને ઉત્સુક નર-નારીઓ પોતપોતાની યોગ્યતા, શક્તિ અને અનુકૂળતા પ્રમાણે ફાળો આપી આપણા સાહિત્યને સમૃદ્ધ કરે એથી વિશેષ ઇચ્છવા જેવું શું હોય? એ સમૃદ્ધિ આવતાં આપણા 'ઉગતા' સાહિત્યને 'ઉંઘતું' સમજવાના ભ્રમમાં કોઈ હિંમતવાન પણ નહીં પડી શકે.

(મુંબાઈમાં મળેલી આઠમી સાહિત્ય પરિષદ્‌માં
વંચાયલો નિબન્ધ, સં. ૧૯૮૨, ઇ. સ. ૧૯૨૬)

જાહેર સભાઓનો એ નિત્યનો અનુભવ છે કે કેટલીક વખત વક્તાઓના ભાષણમાં તાળીઓના ગડગડાટ થાય છે, અને કેટલીક વખત નથી થતા. વક્તાએ કંઈક નવીન, કંઈક ચમત્કારિક સત્ય પ્રકટ કર્યું અથવા 'ઠીક કહ્યું' એમ લાગે ત્યારે તેને તાળીઓથી વધાવી લેવામાં આવે છે. એ વચનોમાં રહેલી નવીનતા એ વચનો તરફ મોહ ઉપજાવે છે, 'આનંદ પડ્યો,' 'રસ પડ્યો' એવો અનુભવ કરાવે છે. સાહિત્યમાં પણ એવુંજ છે, અને એથીજ એ તરફ લોકો લલચાય છે.

સાહિત્યકાર કોઈ નવા તત્ત્વનું પ્રતિપાદન કરે છે અથવા જે સર્વના હૃદયમાં હોવા છતાં કોઈથી ન્હોતું કહી શકાતું તે નવા જોશથી કહે છે. વ્યાવહારિકતાની અટપટી જાળમાં ગુંચવાયલાં સનાતન સત્યોને તારવી કાઢીને તેના

શુદ્ધ સૌન્દર્યમાં તે રજુ કરે છે, અને રજુઆત કરવાની ઢબમાં 'ઠીક કહ્યું' એવો ભાવ ઉત્પન્ન કરવાની જે શક્તિ તે તેનો શૈલીપ્રભાવ, અને એ સર્વને પરિણામે જે અલૌકિક આનન્દનો ઉપભોગ થાય છે તે સાહિત્યના રસનું આસ્વાદન.

યુવકસપ્તાહ ઠેર ઠેર ઉજવાય છે. તેમાં 'યુવાનો અને કલા,' 'યુવાનો અને સાહિત્ય' એવા વિષયો રખાય છે. ક્યાંયે 'યુવાનો અને મૅથમૅટિક્સ' કે 'યુવાનો અને ફિઝિક્સ' એવા વિષયો રખાતા સાંભળ્યા છે? અને તેનું કારણજ એ છે કે સાહિત્યમાં સર્વ કોઈને આકર્ષવાની શક્તિ રહેલી છે. મને પ્રિય એવા સંસ્કૃત સાહિત્ય તરફ કેટલાકની અભિરુચિ નથી હોતી, તેનું કારણ એ તરફનો અણગમો નહીં, પણ એ ભાષા ઉપર કાબુ નથી એ છે, અને તેથી ઘણા યુવાનો એ મૂળ ગ્રન્થોના રસાસ્વાદમાં પાછા પડે છે, પરંતુ એમાંનાજ વિચારો પોતાને આવડતી ભાષામાં સુંદર શૈલીમાં રજુ થાય તો બધા તે તરફ આકર્ષાય છે. સુંદર શૈલીમાં મોહની રહેલી છે. એ ચમત્કારી અને આકર્ષક હોય તોજ તે સાહિત્યના નામને યોગ્ય ગણાય. આવી કૃતિ વિરલ હોય છે અને તે રચવાની શકિત ઘણા થોડામાં હોય છે.

## સાહિત્ય અને સમાજ

સાહિત્ય અને સમાજને પરસ્પર ઉંડો સમ્બન્ધ રહેલો છે. સાહિત્યમાં તે તે કાળના સમાજ અને આચારવિચારોનું પ્રતિબિમ્બ પડે છે. આજ કારણે યુનિવર્સિટિના કાર્યવાહકો કોઈ પણ સમયના સાહિત્યની સાથે તે કાળના સમાજ–

જીવનનું જ્ઞાન હોવું જોઈએ એ વાત ઉપર ભાર મૂકે છે. સાહિત્ય ઉત્પન્ન કરનારાં વિવિધ બળોનો ઇતિહાસ પણ જાણવો આવશ્યક છે. સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ આપણે તપાસીએ. એ કાળમાં માનવીનાં જીવન બંધનોમાં જકડાયલાં ન હતાં. સૃષ્ટિના સર્વ પદાર્થોમાં તેઓ નવીનતા જોતા, ચમત્કાર જોતા, દિવ્યતા જોતા, અને તેમનાં હૃદય ભક્તિભાવથી લળી જતાં, અને કુદરતની લીલામાં વિમુગ્ધ થયેલાં એ ભાવનાં ભરેલાં અને ભક્તિરસભીનાં હૃદયોમાંથી કાવ્યોની ધારા છૂટતી; અને આ કાવ્યો એ સાહિત્યનો અણમૂલો ખજાનો છે. એ કાળે આજની પેઠે કહેવાતા કવિઓના રાફડા ન્હોતા ફાટ્યા. નૈસર્ગિક કલા ત્યારે પોષાતી અને તેને પરિણામે વેદના મંત્રોની સંહિતા રચાઈ. એ કાળમાં મંત્રોની નવી નવી રચનાઓ થઈ. કવિને થતું કે કલાનો જેમાં ઉપયોગ થાય છે એવી રચના હું કરૂં. સૂક્તોમાં ‘મારી પ્રાર્થના કંઈક નવીનતાવાળી, કંઈક બળવાળી અને આકર્ષક થાઓ’ એમ અનેક સ્થળે લખેલું છે. આખરે એ પ્રાર્થનાઓ માનવીઓની જરૂરીઆતોને માટે પૂરતી થઈ ગઈ, પ્રગતિને પરિણામે સમાજના જુદા જુદા વિભાગ પડ્યા, અને કાર્યોની વહેંચણી થઈ એટલે પુરોહિતોનો વર્ગ અસ્તિત્વમાં આવ્યો. એ પુરોહિતોએ યજ્ઞ અને તેની સામગ્રી, વેદકાળના મંત્રોનો યજ્ઞમાં વિનિયોગ એ પોતાનો ખાસ વિષય બનાવ્યો, અને એ દિશામાં એમણે પોતાની સઘળી શક્તિઓને કામે લગાડી. પરિણામે યજ્ઞની સાથે સમ્બન્ધ ધરાવનારો એમનો સાહિત્યપ્રદેશ વિસ્તૃત થયો અને એ કાળમાં કર્મકાંડના ગ્રન્થો

લખાયા. એક પાસથી આવા સાહિત્યની ખીલવટ થઈ, તો બીજી પાસથી એથી વધુ ઉત્કૃષ્ટ સાહિત્યજ્ઞાનની જરૂર છે એમ કેટલાકને લાગ્યું. મનુષ્યના પરસ્પર સમ્બન્ધ, જીવનનું અંતિમ ધ્યેય એવા એવા પ્રશ્નોના વિચાર થવા લાગ્યા અને પરિણામે ઉપનિષદો પ્રાપ્ત થયાં. એટલે પ્રાચીન ગ્રન્થોમાં તે તે કાળના સમાજજીવનની અસર સાહિત્યમાં પડી છે, પણ આ સાથે આપણે કબૂલ કરવું પડશે કે કેટલુંક સાહિત્ય એવું છે કે જેને દેશકાલનાં બંધન નથી. એવી સાહિત્યકૃતિઓમાં માનવસ્વભાવ, માનવજાતિને લગતા સનાતન પ્રશ્નો પર વિચાર અને માનવ હૃદયનું સંપૂર્ણ પ્રતિબિમ્બ હોય છે. એવી કૃતિઓ અમુક દેશ કે અમુક કાળની નથી પણ તે સર્વદેશીય અને સર્વકાલીન છે. છતાં એમાં પણ સૂક્ષ્મ દૃષ્ટિથી જોનારને આસપાસના સામાજિક વાતાવરણની આછી અસર દેખાયા વિના નહીં રહે. આ પ્રમાણે દરેક સાહિત્યની કૃતિમાં આસપાસની સામાજિક સ્થિતિનું પ્રતિબિમ્બ પડે છે, અને તે એટલે સુધી કે કોઈ પણ સમાજની ખરી સ્થિતિથી વાકેફ થવાને માટે તે તે સમાજના સાહિત્યનો અભ્યાસ અત્યન્ત આવશ્યક ગણાય છે. આ પ્રમાણે સાહિત્ય સમાજના રીત રીવાજો અને આચારવિચારોનું પ્રતિબિમ્બ ઝીલે છે, એટલુંજ નહીં પણ સમાજના આદર્શને ઘડે છે, સમાજ આગળ નવી ભાવનાઓ રજુ કરે છે, સમાજને નવું ચેતન અર્પે છે. ઇટાલી, ફ્રાન્સ, રશિયા, આયર્લૅંડ વગેરે અનેક દેશના ઇતિહાસો સાહિત્યના એ પ્રેરક બળની સાક્ષી પૂરે છે.

## સાહિત્ય અને વિજ્ઞાન

સાહિત્યના એ પ્રેરક બળને લીધે સંસ્કૃતિનો વિકાસ થતાં સાહિત્યનો અને કવિતાનો પ્રદેશ સંકુચિત થશે એવો કેટલાક વિદ્વાનોએ દર્શાવેલો ભય અકારણ જણાય છે. વિશ્વનાં અખૂટ અને સનાતન સત્યોને નિરખવાની કવિદૃષ્ટિ જ્યાં સુધી ગુમાવાઈ નથી ત્યાં સુધી વિજ્ઞાનના વધારાથી કે સંસ્કૃતિના ઘસારાથી કવિતા કે સાહિત્ય આ વિશ્વમાંથી લુપ્ત થઈ શકવાનાં નથી.

## સાહિત્યરસિકતા

એ સાહિત્યના રસને ઝીલવા માટે કેવળ અભ્યાસથી નહીં ચાલે, પરંતુ સાહિત્ય માટે તાત્ત્વિક પ્રેમ, અભિરુચિ અને તેના શ્રેષ્ઠ અંશનું નિરીક્ષણ કરવાની શકિત આપણામાં હોવાં જોઈએ. વિદ્વાન્ માણસ વિદ્વાન્ હોય છતાં સાહિત્ય-રસિક ન હોય એ અસંભવિત નથી. તેથી મારો આગ્રહ છે કે સાહિત્ય, જે માનવ માત્રને ઉન્નતિને પંથે લઈ જનારૂં છે, તેના ઉંચા આદર્શ અને ભાવનાનાં તત્ત્વ સ્વીકારો, વાંચો અને તેમાંના વખાણવા જેવા ભાગોનું પૃથક્કરણ કરો તો દૃષ્ટિ ખુલશે, સારા ખ્યાલો આવશે અને કેટલુંક સારૂં હશે તે યાદ રાખવાનું પણ મન થશે. એમ કરવાથી આગામી કાળમાં પણ સુખ મળશે અને જીવન ઉન્નત થશે.

## સાહિત્ય ક્યારે પ્રકટે?

સાહિત્ય પ્રકટ થવાનો સમય કયો? સત્યનું દર્શન કરવાની શકિત ક્યારે વિકાસ પામેલી ગણાય? કેટલાક કહે

લખાયા. એક પાસથી આવા સાહિત્યની ખીલવટ થઈ, તો બીજી પાસથી એથી વધુ ઉત્કૃષ્ટ સાહિત્યજ્ઞાનની જરૂર છે એમ કેટલાકને લાગ્યું. મનુષ્યના પરસ્પર સમ્બન્ધ, જીવનનું અંતિમ ધ્યેય એવા એવા પ્રશ્નોના વિચાર થવા લાગ્યા અને પરિણામે ઉપનિષદો પ્રાપ્ત થયાં. એટલે પ્રાચીન ગ્રન્થોમાં તે તે કાળના સમાજજીવનની અસર સાહિત્યમાં પડી છે, પણ આ સાથે આપણે કબૂલ કરવું પડશે કે કેટલુંક સાહિત્ય એવું છે કે જેને દેશકાલનાં બંધન નથી. એવી સાહિત્યકૃતિઓમાં માનવસ્વભાવ, માનવજાતિને લગતા સનાતન પ્રશ્નો પર વિચાર અને માનવ હૃદયનું સંપૂર્ણ પ્રતિબિમ્બ હોય છે. એવી કૃતિઓ અમુક દેશ કે અમુક કાળની નથી પણ તે સર્વદેશીય અને સર્વકાલીન છે. છતાં એમાં પણ સૂક્ષ્મ દૃષ્ટિથી જોનારને આસપાસના સામાજિક વાતાવરણની આછી અસર દેખાયા વિના નહીં રહે. આ પ્રમાણે દરેક સાહિત્યની કૃતિમાં આસપાસની સામાજિક સ્થિતિનું પ્રતિબિમ્બ પડે છે, અને તે એટલે સુધી કે કોઈ પણ સમાજની ખરી સ્થિતિથી વાકેફ થવાને માટે તે તે સમાજના સાહિત્યનો અભ્યાસ અત્યન્ત આવશ્યક ગણાય છે. આ પ્રમાણે સાહિત્ય સમાજના રીત રીવાજો અને આચારવિચારોનું પ્રતિબિમ્બ ઝીલે છે, એટલુંજ નહીં પણ સમાજના આદર્શોને ઘડે છે, સમાજ આગળ નવી ભાવનાઓ રજુ કરે છે, સમાજને નવું ચેતન અર્પે છે. ઇટાલી, ફ્રાન્સ, રશિયા, આયર્લૅંડ વગેરે અનેક દેશના ઇતિહાસો સાહિત્યના એ પ્રેરક બળની સાક્ષી પૂરે છે.

## સાહિત્ય અને વિજ્ઞાન

સાહિત્યના એ પ્રેરક બળને લીધે સંસ્કૃતિનો વિકાસ થતાં સાહિત્યનો અને કવિતાનો પ્રદેશ સંકુચિત થશે એવો કેટલાક વિદ્વાનોએ દર્શાવેલો ભય અકારણ જણાય છે. વિશ્વનાં અખૂટ અને સનાતન સત્યોને નિરખવાની કવિદૃષ્ટિ જ્યાં સુધી ગુમાવાઈ નથી ત્યાં સુધી વિજ્ઞાનના વધારાથી કે સંસ્કૃતિના ઘસારાથી કવિતા કે સાહિત્ય આ વિશ્વમાંથી લુપ્ત થઈ શકવાનાં નથી.

## સાહિત્યરસિકતા

એ સાહિત્યના રસને ઝીલવા માટે કેવળ અભ્યાસથી નહીં ચાલે, પરંતુ સાહિત્ય માટે તાત્ત્વિક પ્રેમ, અભિરુચિ અને તેના શ્રેષ્ઠ અંશનું નિરીક્ષણ કરવાની શક્તિ આપણામાં હોવાં જોઈએ. વિદ્વાન્ માણસ વિદ્વાન્ હોય છતાં સાહિત્ય-રસિક ન હોય એ અસંભવિત નથી. તેથી મારો આગ્રહ છે કે સાહિત્ય, જે માનવ માત્રને ઉન્નતિને પંથે લઈ જનારૂં છે, તેના ઉંચા આદર્શ અને ભાવનાનાં તત્ત્વ સ્વીકારો, વાંચો અને તેમાંના વખાણવા જેવા ભાગોનું પૃથક્કરણ કરો તો દૃષ્ટિ ખુલશે, સારા ખ્યાલો આવશે અને કેટલુંક સારૂં હશે તે યાદ રાખવાનું પણ મન થશે. એમ કરવાથી આગામી કાળમાં પણ સુખ મળશે અને જીવન ઉન્નત થશે.

## સાહિત્ય ક્યારે પ્રકટે?

સાહિત્ય પ્રકટ થવાનો સમય કયો? સત્યનું દર્શન કરવાની શક્તિ ક્યારે વિકાસ પામેલી ગણાય? કેટલાક કહે

છે કે પરિપકવ વિચારો જુવાનીમાં નહીં પણ પ્રૌઢ વયેજ થાય. પણ જગત્‌નું સાહિત્ય જોતાં ઉત્કૃષ્ટ સાહિત્યના ફાલ યૌવનની વસંતમાંજ આવેલા જણાય છે. દુર્ભાગ્યે સંસ્કૃત લેખકો તથા ગુજરાતી લેખકોના લેખનકાળની તિથિઓ અપ્રાપ્ય છે એટલે હું તમને અંગ્રેજી ગ્રન્થકારોનાજ દાખલા આપીશ. ચૉસરની પ્રથમ કૃતિ ઓગણત્રીસ વર્ષની ઉમ્મરે પ્રકટ થઈ, શેક્સ્પિયરની સત્તાવીસમે વર્ષે, મિલ્ટનની એકવીસમે વર્ષે, વર્ડ્ઝ્વર્થની તેવીસમે વર્ષે, ટેનિસનની એકવીસમે વર્ષે, બ્રાઉનિંગની વીસમે વર્ષે, લૅન્ડૉરની તેવીસમે વર્ષે, કીટ્સની એકવીસમે વર્ષે અને શેલીની અઢારમે વર્ષે. આમ મોટે ભાગે વીસથી ત્રીસ વર્ષના ગાળામાં મહાન્ લેખકોની કૃતિઓ પ્રકટ થઈ છે. આથી સર્વ કોઈ જુવાન સાહિત્ય-સર્જન કરી શકે એમ કહેવાનો મારો આશય નથી, પરંતુ સાહિત્યસર્જન યૌવનકાળમાં થઈ શકે છે એ બતાવવાનો મારો હેતુ છે. સાહિત્યની સુંદર રચના માટે તો અભ્યાસ, શબ્દજ્ઞાન, પ્રતિભા, સર્જકશકિત, કલાની દૃષ્ટિ, નીતિની ઉચ્ચ ભાવના એ બધાં તત્ત્વો આવશ્યક છે.

સાહિત્યસર્જનનો ખરો કાળ યૌવનનો છે. પ્રૌઢ વયમાં સાહિત્યની શકિત કદાચ વિશેષ પરિપાક પામે, પણ નાની ઉમ્મરે શરૂઆત નહીં કરી હોય તો ફળ નહીં મળે. કાલિદાસે યુવાન્ વયે માલવિકાગ્નિમિત્ર લખ્યું. ભાસ અને કવિપુત્ર જેવા સમર્થ લેખકો પડ્યા છે તો મારી કૃતિને કોઈ આવકાર નહીં આપે એમ તેને લાગ્યું, પણ તેણે હિંમત કરી. જુનું તેજ સારૂં અને નવું તે સર્વ ખોટું એ માન્યતા ભૂલભરેલી છે એવી તેણે દલીલ કરી અને જનમંડળ સમક્ષ

પોતાની કૃતિ રજુ કરી. શંકરાચાર્યે ૩૨મે વર્ષે તો સમાધિસ્થ થયા છતાં તત્ત્વચિન્તનના અનેક ગ્રન્થો તેમણે જગત્‌ને આપ્યા છે. આજે પણ તત્ત્વચિન્તનનું સાહિત્ય વિકસાવવાનો હિંદમાં પ્રયત્ન થાય છે, ઇતિહાસનું સંશોધન થાય છે, અને એ માટે પ્રયત્નો કરનારા, એ સાહિત્ય સમજનારા પણ યુવાનોજ છેઃ પ્રો. રાધાકૃષ્ણ, પ્રો. દાસગુપ્તા, ડૉ. બેલવલકર એ બધા યુવાન્ છે. હીંદુ ફિલસુફીની પરિષદ્ હમણાં થઈ ગઈ. એ પરિષદ્ એમ સૂચવે છે કે આપણી અસલ ફિલસુફી જાણીને આપણે બેસી રહેવાનું નથી પણ નવા વિચારો અને પ્રશ્નો પર ચર્ચા કરવાની જરૂર છે–નિર્ણય કરવાની જરૂર છે. અસલ શું હતું તે કહીને બેસી ન રહેવા એ પરિષદ્ ભાર મૂકીને આગ્રહ કરે છે. ફિલસુફીના ઘણા ગ્રન્થો નીકળ્યા છે. થોડા તૈયાર થઈ રહ્યા છે. આપણી ફિલસુફી જાણવા જેટલા ગ્રન્થો હવે ઉપલબ્ધ છે, વધારેની અપેક્ષા નથી, છતાં એ તાત્ત્વિક પ્રશ્નો ઉપર વિચાર અને ચર્ચા આવકારદાયકજ ગણાય. એથી જીવન, જીવનના મર્મ, આધુનિક સાથે પારલૌકિક જીવનનો સમ્બન્ધ એ આપણે જાણી શકીએ. એ પ્રશ્નોની ચર્ચા કરવાનો યોગ્ય સમય પણ જુવાનીનો છે એમ હું આપને આગ્રહપૂર્વક સૂચવું છું.

## ફિલસુફીનાં અને સાહિત્યનાં સત્યો

ફિલસુફીના સાહિત્યની આપણને જેટલી અપેક્ષા છે તેટલીજ રચનાકૌશલની છાપવાળા સમર્થ સાહિત્યગ્રન્થોની પણ આપણને અપેક્ષા છે. એ સાહિત્યની પ્રવૃત્તિ પણ સત્યના પ્રકટીકરણને અર્થેજ છે. વ્યવહારની ઘડમથલમાં જે સત્યો

અનેક આકસ્મિક તત્ત્વોના સંમિશ્રણને પરિણામે સામાન્ય બુદ્ધિને અગોચર રહે છે, તેને સાહિત્યકાર પોતાની કલ્પનાના પ્રભાવ વડે સચોટ અને સુંદર સ્વરૂપમાં રજુ કરીને વાંચનારને આકર્ષે છે.

યુવાનો અને સાહિત્યપ્રવૃત્તિ

એ આકર્ષણ કરવાની શકિત દરેક યુવાનમાં ન હોઈ શકે, પણ એ આકર્ષણની અસર હેઠળ આવવાનો દરેક યુવાનનો ધન્ય અધિકાર છે. દરેક સામાજિક પ્રવૃત્તિના સ્તંભરૂપ જો આપણે જુવાનોને ગણી શકીએ તો સમાજની સાથે અત્યન્ત ગાઢા સમ્બન્ધથી સંકળાયલી સાહિત્ય-પ્રવૃત્તિમાંથી જુવાનોનો બહિષ્કાર કયાંથીજ સંભવે ? જીવનનું વહેણ જે વખતે જોશભેર વહેતું હોય તે વખતેજ વાણી અને વર્તન દ્વારા તે જોશને વ્યક્ત સ્વરૂપ આપી શકાય અને તેવા વખતનીજ સાહિત્યની તેમજ ઇતર પ્રવૃત્તિઓ સમાજને નવું ચેતન અને પ્રેરણા અર્પવાનું બળ ધરાવી શકે. જુવાનીનાં "સુન્દર સ્વપ્નાંઓ," જે નિરખવાનો જુવાનોનોજ ધન્ય અધિકાર છે, તે સાહિત્યદ્વારા વ્યક્ત થયાનો લાભ જો સમાજને ન મળે તો સમાજને જે મોટી ખોટ ભોગવવી પડે તે ક્ષીણ થયેલી જીવનશક્તિવાળા, 'અતિ ડહાપણ'ની અશક્તિથી ભરેલા વૃદ્ધ વયના નિરુત્સાહી અને નીરસ બોલમાત્રથી કદી પણ નહીં પૂરી પડી શકે. એ સાહિત્યને સર્જવાનું, અને તેમ નહીં તો એ સાહિત્યના રસને ઝીલવાનું બળ, આપ સર્વમાં હો એવી પ્રાર્થના છે.

(૧૯૨૮ ના યુવકસપ્તાહસમારંભમાં આપેલું ભાષણ 'પ્રતાપ' તા. ૧૪–૧–૧૯૨૮માં આવેલી નોંધ પરથી.)

પરિશિષ્ટ

૧

# ગ્રન્થાવલોકનકળાના નિબન્ધ પર રા. નરસિંહરાવની અણછાજતી ટીકા.

શ્રાવણ માસના 'વસન્ત'માં રા. રા. નરસિંહરાવે ત્રીજી "સાહિત્ય પરિષદ્‌નો અહેવાલ તથા નિબન્ધસંગ્રહ"—એ શીર્ષક નીચે જે અવલોકન કર્યું છે તેમાં રા. મોહનલાલના ગ્રન્થાવલોકનકળાના નિબન્ધ પર કેટલીક અયોગ્ય ટીકાઓ કરેલી છે તેનો યોગ્ય ઉત્તર મળવો જ જોઈએ એમ એ નિબન્ધના કોઈ પણ અભ્યાસીને લાગ્યા વિના રહે તેમ નથી. રા. રા. નરસિંહરાવ જાતેજ કહે છે કે "એ જ લેખકના અન્ય લેખો વિચારપૂર્ણ અને ગમ્ભીરતાથી શોભતા જોઈ તેમની તરફ મ્હને બહુ સારા ભાવ સ્ફુરેલા છે તેથી જ" કડવી ટીકા કરતાં એમને ખેદ થાય છે. આ પ્રમાણપત્ર રા. નરસિંહરાવ જેવા ટીકાકાર તરફથી રા. મોહનલાલને કંઈ નાનુંસૂનું મળ્યું હોય એમ મને નથી લાગતું. અન્ય લેખો સારા લાગે છે ને આ લેખમાં એવું શું ખરાબ આવી ગયું કે જેથી રા. નરસિંહરાવને જબરો વાક્પ્રહાર કરવો પડે છે કે "એ એકંદર નિબન્ધનું સ્વરૂપ કેવળ ગમ્ભીરતાહીન વાચાલતાથી ભરેલું, હાસ્યરસનો ભાસ માત્ર દર્શાવી તુચ્છરૂપ (??) ટકોરા (???) ભરેલું, અને ટુંકામાં હેવું તો છીછરું (???) છે કે પરિષદ્‌ના ગૌરવને એ લેખથી ખરેખરૂં અપમાન જ થયા વિના રૂહે નહિ"? આ વાક્યનું પુનઃ પુનઃ વાચન કરીને મેં રા. મોહનલાલનો લેખ વાંચી જોયો; અને ઉપરની ટીકા મને તદ્દન અસત્ય માલૂમ પડી. "ગમ્ભીરતાહીન" એટલે શું? Humor અથવા હાસ્યરસને રા. નરસિંહરાવ ગમ્ભીરતાહીન નહીં જ ગણતા હોય એમ મારી સંપૂર્ણ ખાત્રી છે, કારણ કે રા. નરસિંહરાવ પોતેજ ટીકાઓ કરતી વખતે

હાસ્યરસવાળી શૈલીનો છૂટથી ઉપયોગ કરે છે ને અન્ય પુરુષોને બનાવવામાં બાકી મૂકતા નથી. રા. નરસિંહરાવ જેવા લેખક એમ તો ભાગ્યેજ કહી શકશે કે તેઓ પોતે વાપરે છે તેજ હાસ્યરસ ગાંભીર્યયુક્ત છે ને બીજો તેથી વિહીન છે. હાસ્યરસને માટે વાંધો જો લેવાય તેમં ન હોય તો પછી "ગમ્ભીરતાહીન" શું છે તે સમજી શકાતું નથી. રા. મોહનલાલે "ગ્રન્થાવલોકનકળા" ના લેખમાં આધુનિક દૂષિત ટીકાઓના પર છૂટથી વ્યંગ્ય આક્ષેપો કર્યાં છે. આમાં "ગમ્ભીરત્તાહીન" શું છે તે રા. નરસિંહરાવ સમજાવશે? વળી રા. નરસિંહરાવ કહે છે કે આ નિબન્ધ વાચાલતાથી ભરેલો છે. વાચાલતા એટલે verbosity અર્થાત્ ઘણા શબ્દો વાપરી નહિ જેવું થોડું કંઇક કહેવું તે. આ વાચાલતા રા. નરસિંહરાવે ક્યાં જોઈ? રા. મોહનલાલે હાસ્યરસને માટે આવશ્યક છે તે ઉપરાંત જરાએ વાણીનો વિસ્તાર કર્યો જણાતો નથી, એટલુંજ નહિ પણ એમના નિબન્ધના પરીક્ષકોનો અભિપ્રાય એવો છે કે એ નિબન્ધ "ટુંકો" છે. મારૂં પોતાનું માનવું એવું છે કે ટુંકામાં ટુંકી રીતે જેટલું કહેવાય તેટલું આ નિબન્ધમાં રા. મોહનલાલે ઘણીજ ખુબીથી કહ્યું છે.

શું રા. નરસિંહરાવ એવું સમજે છે કે ટીકાઓ કરતી વખતે પોતે બીલકુલ નિયમવશ ન હોય તો ચાલે ને અન્ય પુરુષો સ્વતંત્રતાથી સત્યનો પણ પ્રકાશ ન કરી શકે? જો એમજ હોય તો ખરેખર તે બહુ જ દિલગીરીની વાત છે. એમ જો ન હોય તો પછી સત્યકથનને માટે કોઈ પણ લેખકનો લેખ "તુચ્છરૂપ ટકોરા" ભરેલો કહેવો એ વિવેકબુદ્ધિની તદ્દન ખામી દર્શાવે છે. એટલું સ્વાભાવિક છે કે રા. મોહનલાલના લેખથી રા. નરસિંહરાવને કંઈક ખોટું લાગે. છતાં એટલું પણ નકી છે કે રા. મોહનલાલની ટીકા તદ્દન ખરી છે ને થવી જોઇએ તેવીજ રીતે થએલી છે. રા. મોહનલાલ લખે છે કે "ટીકાકારને સુધરેલી ઢબમાં ગાલિપ્રદાન કરતાં આવડવું જોઈએ. કેટલીક વાર ટીકા કરતી વખતેજ "કેટલાક પંડિતંમન્યો કહેશે કે," "કેટલાક સહૃદયતાનાં પૂતળાંઓ

મિથ્યાવાદ કરશે કે" એવી પુષ્પાંજલિથી કલ્પિત વિરોધીઓને વધાવતાં રહેવું જોઇએ કે ખરા વિરોધીઓ આપણા વિચારની સામે પડવાની હિંમતજ ન કરી શકે. છતાં કોઈ સામો પડે તો તેને ચૂપ કરવા માટે મોટામાં મોટો ઉપાય એજ છે કે તેના ઉપર જેમ બને તેમ ખરી ખોટી અંગત ટીકાઓ કરીને તેને જાહેરમાં હલકો પાડવો, અને એમ કરવા માટે "કર્ણદોષ," "દૃષ્ટિદોષ," "વસ્તુસ્થિતિનું અજ્ઞાન," "સત્ય સ્વીકારવાની અનિચ્છા," "મોહ" વગેરે સભ્ય શબ્દોનો છૂટથી ઉપયોગ કરવો." આવી રીતે થતું ગાલિપ્રદાન અટકાવવાનો રા. મોહનલાલનો ઉદ્દેશ જણાય છે. શું આ ગમ્ભીરતાયુક્ત નથી? શું આ હેતુ સંગીન નથી? ગમ્ભીરતાહીન વાચાલતા ક્યાં આવી? એમ જણાય છે કે રા. નરસિંહરાવ અન્ય પ્રતિષ્ઠિત સાક્ષર સાથેની પોતાની તકરારમાં અહીં દર્શાવેલા શબ્દોનો ઉપયોગ કરે છે અને તેથી જ આ લખાણ રા. નરસિંહરાવને રૂચતું નહીં હોય. રા. નરસિંહરાવે તકરારમાં સંગીન દલીલને અભાવે એક બીજા સાક્ષર પર "કર્ણદોષ," "સત્ય સ્વીકારવાની અનીચ્છા" ઇત્યાદિ દોષોનું આરોપણ તદ્દન અણછાજતી ને બાલિશ શૈલીમાં કર્યું હતું. આવી ટીકા અનિષ્ટ છે; તેનાથી કંઈ લાભ નથી આ દર્શાવવાનો રા. મોહનલાલનો ઉદ્દેશ જણાય છે. ટીકાની અંદર આવાં વિશેષણો વાપરવાં એ બાલિશ નહિ તો બીજું શું? એ ટીકા નહીં પણ ગાલિપ્રદાન જ કહેવાય એ રા. નરસિંહરાવ ન સમજતા હોય તો રા. મોહનલાલ તેમને છૂપી રીતે સમજાવે છે, છતાં તેમ સંતુષ્ટ ન થતાં રા. નરસિંહરાવ આ કડવું સત્ય પ્રકાશમાં આણવાની અત્રે ફરજ પાડે છે.

વળી રા. મોહનલાલ આગળ જતાં દર્શાવે છે કે "એ ગાલિપ્રદાનમાં મંડ્યા રહેતાં આવડવું જોઈએ. સામો લેખક પાછો જવાબ આપે તો તેને ફરી પાછો આપણી કરડી–મજબૂત–જોરસાદાર શૈલીમાં જવાબ આપ્યાં જ કરવો, અને તેજ થાકીને અટકે ત્યાં સુધી આપણે આપણા કર્તવ્યમાં મચ્યા રહેવું." વ્યંગ્ય રીતે રા. મોહનલાલ એમ સૂચવે છે કે ટીકાઓ

અણછાજતી રીતે લંબાવવી એ યુક્ત નથી અને છેલ્લો જવાબ આપે તેજ વિજયવાન્ એવું માનવું ભૂલભરેલું છે. ગુજરાતી માસિકોનું આધુનિક સાહિત્ય વાંચનારને આ ટીકા કેટલી બધી અસરકારક ને સંગીન લાગવી જોઈએ તે મારે સિદ્ધ કરવાની જરૂર નથી. પણ અત્રે બતાંવવામાં આવેલા નિયમનો રા. નરસિંહરાવ જેવા લેખક છૂટથી ભંગ કરે છે ને તેમાં પોતાનું ગૌરવ સમજે છે એ ઘણીજ શોચનીય વાત છે ને પોતે તેમ સમજતા હોવાથી તેમને રા. મોહનલાલની ટીકા ન રૂચે એ તદ્દન સ્વાભાવિક છે; છતાં રા. મોહનલાલની ટીકા તદ્દન આવશ્યક છે એમ સહુ કોઈ કબૂલ કરશે. છેલ્લાં કેટલાંક વર્ષોમાં રા. નરસિંહરાવ અનેક સાક્ષરોની સાથે નકામા તકરારોમાં દાખલ થયા છે ને તેમાં એમની વૃત્તિ ચોખ્ખી રીતે જણાઈ આવે છે કે "ઉપલો હાથ મારો જ રહેવો જોઈએ." તેઓને તકરાર રૂચતી નથી, તેઓ તકરાર સાંભળતા નથી; માત્ર કોઇના પણ દોષ કાઢી તેને ઉત્તર પ્રત્યુત્તરની શૈલીથી અન્તે ચૂપ કરવો એમાંજ એ ગૌરવ સમજે છે. આજ કારણને લીધે સાક્ષરો એમને ઉત્તર આપવાનું પણ અયોગ્ય ધારે છે; "મૌનાષ્ટક"નો દાખલો આ વાત સાબીત કરે છે. સુજ્ઞ વાચક વર્ગના સમક્ષ માત્ર ત્રણજ વાત રજુ થવી જોઈએ: લેખ, ટીકા, ને લેખકનો ઉત્તર. સારાં અંગ્રેજી માસિકો, જેવાં કે "East and West," "Modern Review" માં આ નિયમ સર્વદા પાળવામાં આવે છે.

આપણો સામાન્ય વાચક વર્ગ એ માનતો હોય એમ રા. નરસિંહરાવ ધારતા જણાય છે કે જે છેલ્લું લખે તે વિજયવાન્. એવો બાલિશ નિયમ સ્વીકારીને રા. નરસિંહરાવ એમની ટીકાકાર તરીકેની પ્રવૃત્તિમાં સર્વદા ભ્રમગ્રસ્ત રહે છે. અસ્તુ! આવો ભ્રમ એમને ઇષ્ટ હોય તો ભલે! વાચકવર્ગને ને સાહિત્યને તેથી લાભ નથી. તેથી માત્ર કલહ ને બાલિશતા વધ્યાં ચાલ્યાં જાય છે. ઘણા સાક્ષરોની સાથે નકામી કડવાશને આવી રીતે ઉત્પન્ન કરવાને માટે

રા. નરસિંહરાવ જવાબદાર છે. રા. મોહનલાલે સત્ય કહેવામાં શું ભૂલ કરી તે રા. નરસિંહરાવ સમજાવશે?

વળી રા. નરસિંહરાવની વિરુદ્ધ બીજી એક ટીકા છે. "લેખન-પદ્ધતિ, જોડણી વગેરેના પોતે જે કંઈ ખાસ નિયમો પાળતા હોય તો બીજાની પાસે ગમે તેમ કરીને પણ સ્વીકારાવવાને તેઓ આતુર બને છે, અને તે આતુરતાને લીધે બીજાના લેખમાંથી ઉતારા આપતી વખતે પણ પોતાના વિચારને અનુકૂળ એવા ફેરફારો પોતાની મેળે કરી લેવા જેટલું સાવધપણું તેઓથી ભૂલમાં રખાઈ જાય છે." મિ. દવેએ આ લખતી વખતે આખર કરી છે. ખરેખર રા. નરસિંહરાવને આ વાક્ય ભાગ્યે જ રૂચ્યું હશે. રા. નરસિંહરાવ અન્ય સાક્ષરના લેખમાંથી ઉતારા કરતી વખતે તેમની જોડણી વગેરે ફેરવી નાંખી પોતાની જોડણી રાખી અવતરણ કરે છે. અન્યના લેખનો ઉતારો કરવામાં આવી છૂટ કોઈ પણ દેશમાં હોતી નથી. રા. નરસિંહરાવની શૈલી અનિષ્ટ છે, અયોગ્ય છે, અણછાજતી છે એ બતાવવાનો રા. મોહનલાલનો ઉદ્દેશ જણાય છે.

ઉપલી ટીકાઓ તદ્દન યોગ્ય છે ને સત્ય છે. તેથી જ રા. મોહનલાલનો લેખ સાહિત્યપરિષદ્‌ના હોલમાં સહુ કોઇને રૂચ્યો હતો. જો ખરી ને કામની ટીકાઓને અંગત ગણી દૂર રાખવામાં આવે તો પછી ટીકા કરવાની રહીજ ક્યાં? ખરેખર કોઈ પણ અમુક માણસની શૈલી કે તેના વિચારો પર ટીકા કરવાનો કોઈ પણ સાક્ષરને હક છે. આ હક કોઈ પણ રીતે અણઘટતો નથી; જો તેમ હોય તો રા. નરસિંહરાવની બધી જ ટીકાઓ અંગત હોય છે ને તે ગુજરાતી સાહિત્યને તે દૃષ્ટિથી કલંકરૂપ હોય છે એમ કબુલ કરવું પડશે, કારણ કે રા. નરસિંહરાવ તો અમુક અમુક શબ્દો પર બહુધા ટીકાઓ કરે છે. પરિષદ્‌નું ગૌરવ એ ઘણીજ અમૂલ્ય વસ્તુ છે, તેવીજ રીતે સાહિત્યનું ગૌરવ પણ અમૂલ્ય છે. રા. મોહનલાલે દર્શાવેલા બધા ગોતે રા. નરસિંહરાવ ઘણી વાર સાહિત્યનું ગૌરવ ઘણુંજ ઘટાડે

(૧) ત્હમારી ચર્ચાથી એમ લાગે છે કે 'મધ્યરાત્રિયે કોયલ' અને 'રાત્રિયે કોયલ' એ બે કાવ્યોના પાયારૂપ મૂળ બનાવો જુદા જુદા પ્રસંગે બનેલા હતા એમ ત્હમે માનો છો–અને એમ ઘણાને માનવા જેવો ભાસ પણ છે. પરંતુ વસ્તુસ્થિત વાત એ છે કે એકજ પ્રસંગે સાંભળેલી કોયલ ઉપરથી બે જુદે જુદે વખતે–પૂર્વે અનુભવેલા ભાવનાં સ્ફુરણ જુદી જુદી રીતે થયાથી–એ જુદાં કાવ્ય રચાયાં છે. તેમાં 'મધ્યરાત્રિયે કોયલ'– એ કાવ્યની ઉત્પત્તિ તે સમયે અનુભવેલા આનન્દના પુનરનુભવમાંથી થયેલી વધારે પાકી રીતે છે. 'રાત્રિયે કોયલ' એ કાવ્ય કાંઇક કાલાન્તર પછી, પણ પૂર્વના અનુભવને હૃદયમાં જુદી રીતે ઘોળીને રચાયું છે. (આ સ્થિતિ દોષરૂપ નથી એમ હું માનું છું. ત્હમને સ્મરણ કરાવવાની જરૂર જ નથી કે વર્ડ્સ્વર્થે એક પ્રસંગે ચર્ચામાં બતાવ્યું છે તેમ, કાવ્યજનક પ્રસંગથી ઉત્પન્ન થયેલા ભાવના ઊભરાનું શમન થયા પછી એનું પુનઃસ્મરણ થતાં, પુનરનુભવ થતાં, કાવ્યની ઉત્પત્તિ થાય છે.) આમ હકીકત છે તેથી કોયલનાં આ બે કાવ્યોમાં એક વખતે હું એકલો સાંભળનારો હતો અને બીજી વખતે તેમ ન્હોતું–એ વચનમાં ખરાપણું નથી. પરંતુ એમાં ત્હમારો દોષ નથી. ત્હમે તો કાવ્યોમાંથી જણાતી સ્થિતિ લઈનેજ બોલી સકો.

(૨) એ મધ્યરાત્રે સાંભળેલી કોયલના કાવ્યમાં અસંભવનો દોષ ત્હમને જણાતો નથી એથી હું સંતોષ પામું છું. એ શંકા કેટલાકે મ્હારી આગળ કાઢેલી ત્હેમને મ્હારે કહેવું પડ્યું હતું કે હું સૃષ્ટિના બનાવો કૃત્રિમ કલ્પીને ત્હેની અસર મ્હારા ઉપર થયેલી વર્ણવવાનો અપ્રમાણિક ધંધો કરતો નથી. વાસ્તવિક રીતે મ્હેં મધ્યરાત્રે કોયલ સાંભળી જ હતી. અને હેવો અનુભવ લોકોમાં વિરલ હોય તો ત્હેમાં મ્હારો ઉપાય નથી. (બાકી રા. રણજિતરામે મ્હારાં કાવ્યોમાં અનુભવાદિકની કૃત્રિમતા દીઠી છે તે માટે કશું બોલવાની જરૂર જ નથી. એટલું જ કે એવા અણધાર્યા અન્યાયથી ખેદ થાય છે.)

હવે 'હાસ્યરસ'ના ત્હમારા ખરેખરા રસભરેલા નિબન્ધમાંની એક બે વાતો માટે લખવાનું મન થાય છે. ત્હમે એનો અવળો અર્થ નહિ લ્યો એ ભરોસો રાખીને જ લખવાનું સાહસ કરૂં છું :—

(૧) લૅંડોરે નેપોલિયનને બનાવનારો સંવાદ લખ્યો છે ત્હેને ત્હમે લૅંડોરની મૂર્ખાઈનો નમૂનો માનો છો. પરંતુ નેપોલિયન ગમે તેટલો મોટો પુરુષ હતો, પરંતુ એના ચારિત્ર્યની બીજી એક બાજુ એવી હતી કે જે આ પ્રકારના દર્શનનો વિષય બહુ ઉચિત રીતે બની શકે, અને લૅંડોરે માત્ર તે હેતુથી જ એ ચિત્ર મૂકેલું એમ માનવાને બાધ જણાતો નથી. નેપોલિયનને અનિન્દ્ય દેવરૂપ ઠરાવી દેવો એ તો વાજબી ના કહેવાય.

(૨) "હાસ્ય અને હાસ્યરસ વચ્ચે આસમાન જમીનનો ફેર છે" એ મ્હારા વચન વિષે ત્હમે ચર્ચા કરી છે ત્હેમાં મ્હારા બોલવાનું હાર્દ કાંઇક ના સમજાયાનું જણાય છે. હેમાં કાંઇક મ્હારી વાણીનો પણ દોષ હશે. પરંતુ એ વચન પૂર્વાપરસંદર્ભના પ્રકાશમાં જોશો તો જણાશે કે જે મત ત્હમે પોતે જ સ્વીકારો છો ત્હેનું જ એ વચનમાં દર્શન કરાવ્યું છે–તે એ કે માત્ર હાસ્ય ઉત્પન્ન થાય એટલે તે હાસ્યના ઉત્પાદક લેખાદિકમાં હાસ્યરસ છે એમ અવશ્ય ફલિત નથી થતું. આટલો જ ખુલાસો કરવાની ઇચ્છા હતી તે કરીને મનનો ભાર હલકો કરૂં છું.

એ જ વિં. કાગળના લંબાણ માટે ક્ષમા માગું છું.

લિ. નરસિંહરાવ ભોળાનાથના નમસ્કાર.

